ॐ

નમો શ્રી હરી

ભક્તરાજ માણેકશરણજી કૃત

# પ્રભુલીલા-પદસંગ્રહ

પ્રગટ કર્તા

મુળશંકર લીલાધર વ્યાસ

વિઠ્ઠલજી પ્રલ્હાદજી વ્યાસ

ચીત્રોડા નીવાસી

હા૦ લલ્લુ નહાલચંદ શાહ સ્કુલમાસ્તર

ચીત્રોડા.

( ઇડર નીવાસી )

કિંમત ૧૦ દશ આના.

ૐ

જય શ્રી હરી.

# પ્રભુલીલા–પદસંગ્રહ.


રચનાર

ભક્તરાજ.

માણેકશ્વરજી ગંગારામ. ચીત્રોડા.



છપાવી પ્રસિદ્ધ કર્તા.

મુળશંકર લીલાધર વ્યાસ.

વિઠ્ઠલજી પ્રલ્હાદજી વ્યાસ.

મું. ચીત્રોડા.

હા. લલ્લુ નહાલચંદ શાહ સ્કુલમાસ્તર ચીત્રોડા.

(ઈડરનીવાસી)

પ્રત ૧૦૦૦. સંવત ૧૯૭૩.

આવૃતિ ૧ લી. સને ૧૯૧૭.

અમદાવાદ–પાંચકુવે શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. સાંકલચંદ હરીલાલે છાપી.

કીંમત દશ આના.

# અર્પણ પત્રિકા.

અખંડ પ્રૌઢ પ્રતાપ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ,
ઠાકોર સાહેબ શ્રી જશવંતસીંહજી સાહેબ.

પટે મઉ

(સ્વ. ઇડર.)

કૃપાળુ સાહેબ,

બાલ્યાવસ્થાથી ઉત્તમ શિક્ષકોના હાથ નીચે રહી સારી કેળવણી લેઇ ગાદીનશીન થયા પછી ઉત્તમ રાજનીતીવડે પ્રજા પાલનાર્થે તત્પરતા, નિરંતર તેની ઉન્નતી માટે ચિંતન અને પ્રજાને યથાન્યાય આપવા દરેક પ્રસંગે રખાતી કાળજી, વિદ્વાનોનું ભૂષણ, ઉદાર બુદ્ધિમાન, સદાચરણના સ્તંભ, સત્સંગના લોભી, ગરીબોના આશ્રયદાતા, અને ગૌબ્રાહ્મણની સેવામાં નિરંતર ચીત્ત રાખનાર, એવા અનેક ઉત્તમ સદ્‌ગુણોથી વિભુષીત થયેલા જોઇ હૃદયમાં ઉપજતી પૂજ્ય ભાવનાએ, તથા આ પુસ્તકના કર્તા ભક્તરાજશ્રી માણેકેશ્વરજીના સદુપદેશથી હમેશાં તેમના તરફ ગુરૂભાવ દર્શાવના હોઇ તેઓશ્રીની અમુલ્ય વચનોથી ગુંથાએલ "પ્રભુલીલા–પદસંગ્રહ" નામક લઘુગ્રંથીકા આપને આનંદી હૃદયે અર્પણ કરૂંછું તે સ્વીકારી કૃતાર્થ કરસોજી.

પ્રસિદ્ધ કર્તા.

મૂળશંકર લીલાધર વ્યાસ.

વિઠ્ઠલજી પ્રલ્હાદજી વ્યાસ.

ના આશીર્વાદ.

ભક્તરાજ માણેકેશ્વરજી.



હમારે રામ ધણી શું કામ
રટું નિશદિન રસનાએ રામ.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

# ભક્તરાજ માણેકશ્વરજીનું ટુંક.
# જીવન વૃતાંત.

જીવન ચરીત્ર લખવાનો રીવાજ અસલના જમાના કરતાં આધુનિક સમયમાં ઘણોજ આગળ પડતો ભાગ લેછે. ઉત્તમ સંસ્કારી આત્માનું ઉચ્ચ જીવન સાદું હોય, ધન, વૈભવ કે આડંબર વિનાનું હોય; પણ જો તે સ્વપર કલ્યાણના માર્ગ તરફ વળ્યું હોય તો તેવા મહાશયનું જીવન વૃ. તાંત દરેકવ્યક્તીને ખાસ દાખલારૂપે થઈ પડે છે. ને તેવાજ ઉદ્દેશથી ભક્તરાજનું ટુકું ને સાદું જીવન વૃતાંત લખવાનો ઉલ્લેખ કરૂં છું. તે પવિત્ર આત્મા, ધન, વૈભવ કે કોઇપણ જાતથી માન, ડીગ્રી કે અધિકાર પ્રાપ્ત કરેલ નથી; કિંવા વિદ્વાન કે કવિત્વથી ભરપુર નથી. પણ તરૂણવયથીજ દૃઢ વૈરાગ્યમય જ્ઞાનવૃતિ, તથા શુદ્ધ ભક્તિમાં લીન રહી પોતાનું જીવન ગુજારેલું છે તે આશ્ચર્યજનક છે.

ભક્તરાજ માણેકશ્વરજીનો જન્મ મહીકાંઠા એજન્સીમાં આવેલ ઇડર સ્ટેટના ચિત્રોડા ગામમાં થયેલ છે તેમના પૂજ્ય પીતાશ્રીનું નામ ગંગારામ ગોવીંદરામ હતું. તેમની અટક વ્યાસની ને જાતે ઔદીચ સહસ્ત્ર બ્રાહ્મણની છે. તેઓને અનુક્રમે મૂળશંકર, કીરપારામ, પીતામ્બર, નંદરામને છેલ્લા માણકેશ્વર એમ પાંચ પૂત્રો હતા. જેમાંના મૂળશંકર, કીરપારામ, તથા નંદરામ હાલ વિદ્યમાન નથી ને ત્રીજા પૂત્રોત્ર પીતામ્બરદાસ સાધુ-પણામાં પવિત્ર જીવન ગાળે છે.

ભક્તરાજનો જન્મ સંવત ૧૯૨૬ ના વૈશાખ સુદ ૯ ના રોજ થયો હતો. તે સમયે તેમના પિતાશ્રીએ જન્મઘડી નોંધી લીધી હતી. પોતે જ્યોતિષશાસ્ત્રના જાણકાર હોવાથી કેટલેક માસે તે ઘડી ઉપરથી જન્માક્ષર માંડતાં જણાયું, કે આ જીવ પૂણ્યશાળી થશે. પરંતુ આંખે અથવા પગે ખોડ આવશે એમ અનુમાન કર્યું હતું. આશરે ચાર વર્ષની ઉમરના થયા ત્યારે તેમનાં માતાજી પારણામાં સુવાડી કંઇક કામ નિમીત્તે બહાર ગયાં ત્યારે પારણામાં એકાએક વાયરો પડવાથી હાથ પગને તમામ શરીર અક્કડ થઇ ગયું. તેમનાં માતાજી બહારથી આવી પારણામાં લેવા ગયાં તો મહાકષ્ટથી રૂદન કરતા દીઠા. તેથી શોકાતુર થઇ અશ્રુપાત કરવા લાગ્યાં. ભક્તરાજના પીતાશ્રી તથા બંધુ વીગેરે અન્ય કુટુંબ મંડળ પણ અનેક જાતના ઉપચારો કરવામાં ગુંથાયાં. ઘણી તરેહની દેશી વિદેશી દવાઓ તથા બાધા આખડીઓ વીગેરે કર્યું, તેથી શરીરની અકડાઇ તો છૂટી. પણ બંને ચરણ વાંકા વળી ગયેલા તે પાછા ઠીક થયા નહી. જે આજ સૂધી પણ તેવી સ્થિતિમાં છે.

શિશુપણાની રમત ગમત કરતાં આઠ વરસના થયા ત્યારે પૂર્ણ ઉત્સાહથી યજ્ઞોપવિત સંસ્કાર કર્યો ત્યારબાદ શાળામાં વિદ્યાભ્યાસ માટે મૂકયા. હાલના જેવી તે વખતે ચીત્રોડામાં સરકારી શાળા નહોતી પરંતુ એક નાંદોલના બ્રાહ્મણે ગામડી શાળા માંડી હતી. તે શાળામાં સામાન્ય કેળવણી લીધી ને થોડુંક વાંચન શીખ્યા.

પિતાશ્રીનો સ્વર્ગવાસ થએલ હોવાથી તે વડીલ બંધુ કીરપાશંકરની સાથે ધંધા નીમીત્તે લગભગ ચૌદ વરસની વયે મુંબાઈ ગયા. વંશપરંપરાથી જજમાન વૃતીનો ધંધો હતો તેમાં ઠીક ન લાગવાથી કોઇ વેપારીને ત્યાં નોકરી રહ્યા. નોકરી બારેક માસ કરી. પરંતુ આ સંસારીક ખટપટ ને મોહજાળમાં ગુંથાવાથી આ મનુષ્ય ભવ નીર્થક થશે તેવો ખ્યાલ વારંવાર થઇ આવતો તેવામાં એક પ્રસંગે કોઈ સ્થળે ચોખીયા ચમારની કથા થતી હતી તે સાંભળવામાં આવતાં અગ્નિમાં ઘી હોમવાની માફક વૈરાગ્ય વૃતિ વિશેષ પ્રબળ થઇ. જેથી હંમેશાં પોતાનું ચીત્ત હરીસ્મરણ ભજન કીર્તન ને સેવાપુજામાંજ ગુથાએલું રાખતા. નોકરી કરવા બીલકુલ ઇચ્છા નહોં છતાં બંધુની આજ્ઞાથી ચીત વીનાની નોકરી કરતા હતા.

## પ્રાગદાસજીનો મેળાપ.

વડીલબંધુ પીતામ્બરસાઇ મુબાઇમાં ધંધાઅર્થે આવેલા, તે પણ ચૌદ વરસની ઉમરે ભાઇઓની ખટપટથી એકાએક મુબાઇ છોડી નાશી ગયા હતા. મૂબાઇથી નીકળી છેક પ્રયાગરાજ ગયા ને ત્યાં શ્રી સુખરામદાસજી નામના મહાત્માનો સમાગમ થયો તેઓશ્રીના મૂખેથી ઉપદેશ લઇ શીષ્ય બન્યા. પ્રયાગરાજથી ગુરૂ મહારાજની સાથે અનેક સ્થળે ફરતા ફરતા માળવામાં આવેલ આલોટ નામના ગામમાં પોતાના મૂકામે આવ્યા. ધણા દીવસ સૂધી સેવાપૂજા કરી ગુરૂનો પ્યાર સંપાદન કર્યો. કેટલોક વખત જતાં ગુરૂએ કુટુંબજાત્રા કરવા મુંબાઇ આવવા રજા આપી, સાથે બીજા શીષ્યોને લઇ મુંબાઇ પધાર્યા. મુંબાઇમાં લગભગ દોઢેક માસ રહ્યા ને તેટલો વખત ભક્તરાજ માણેકેશ્વરજીને સમાગમ થયો. શ્રી પ્રાગદાસજી મહારાજે તેમને ભક્તિમાર્ગનો ઉપદેશ કર્યો. ભક્તિ કરવાથી દેહનું સાર્થક થશે. માટે હમેશાં રામનામ સ્મરણ કરવું તથા પ્રભુના ભજન પૂરા પ્રેમપુર્વક ગાવાં ને ગવડાવવાં. માયાથી તદન અળગા રહેવું. ક્રોધ લોભ ને રાગદ્વેષને સદંતર તજવા ને તે પ્રમાણે કરી વાસનામાત્રને બાળવાથી જરૂર મોક્ષ સંપાદન થશે. આમ ઉપદેશ કરતાં ભક્તરાજને સચોટ અસર થઇ. પૂર્વજન્મથીજ સંસ્કાર હોય તેવા આત્માને ઉપદેશની

અસર સહજમાં લાગુ પડી જાય છે તેવી રીતે ભક્તરાજ પણ ઉપદેશ સાંભળતાં સાંભળતાં હૃદયની ઉંડી લાગણીથી કવચીત રોઇ જતા. છેવટે શ્રી પ્રાગદાસજી મહારાજના ઉપદેશને નિશ્ચીંતપણે વળગી રહી, સ્મરણ, કીર્તનમાંજ પોતાનો તમામ વખત ગુજારવા લાગ્યા. નોકરી છોડી દીધી ને મુંબાઈથી પાછા દેશમાં આવ્યા. દેશમાં ભાઇઓની વહેંચણ થઇ ત્યારે પોતે પોતાનો ભાગ, લાગ છોડી દીધો. ઘણા સગાંવહાલાંએ આવી તેમને સમજાવ્યા, પણ પોતાને કશાની જરૂર નથી તેમ જણાવ્યું.

થોડોક સમય ચીત્રોડામાં રહી, ભજન કીર્તન કર્યા પણ તેથી મરજી અનુસાર સંસારીની પાસે રહી ન બનવાથી, ચીત્રોડાથી થોડેક દૂર બીલોડા ગામ છે તેની નજીકના જંગલમાં મઢી બંધાવી ત્યાં વાસ કર્યો. ધીમે ધીમે તેમની ભક્તીની ખ્યાતિથી પાસેના ગામોના ભક્ત તથા. કેટલાક ભજનના પ્રેમી માણસો ત્યાં આવવા લાગ્યા. ને રાતદીવસ ભજન કીર્તનમાંજ મશગુલ રહેવા લાગ્યા પૂર્ણ ભાવપૂર્વક ભક્તિ કરી. સંવત ૧૯૫૬ ની સાલમાં દુકાળ પડવાથી તેમજ વૃદ્ધ માતાજીની સેવા કરનાર કોઇ ન હોવાથી, પાછા ચીત્રોડામાં આવ્યા. જ્યારે માતુશ્રીનો સ્વર્ગવાસ થયો ત્યારે પોતે એકલા થયા. હવે ભજન કીર્તનમાં કોઇ જાતની અડચણ નથી. તેમજ પગે ખોડ હોવાથી ભવિષ્યમાં હેરાન થવું પડે તેવા આશયથી પોતે અહીં રહી, પોતાનું જીવન ગુજારે છે. ને હંમેશાં પોતાનો બધો વખત ઇશ્વર સ્મરણ હરી કીર્તન, ને હરી ચર્ચામાંજ ગાળે છે.

સંવત. ૧૯૭૨ના વૈશાખ માસની ત્રીજના રોજ શ્રી પરમાત્માના ગુણોનાં કીર્તન તથા માયામાં ગુથાએલ જનોને ઉપદેશ થાય તેવાં પદો રચવાની ઉર્મી થઈને તેથી દરરોજ પ્રાતઃકાળે એક એક પદ રચવા માંડયું. તેમ કરતાં જે કંઇ સંગ્રહ થયો તે આ પુસ્તકદ્વારા જનસમુહના કલ્યાણ માટે ખુલ્લો પાડવા, અમોને સોંપરત કરી. પુસ્તકમાં આવેલ પદોનું શ્રવણ કરી, તે પ્રમાણે વર્તણુંક રાખે તો નિશ્ચે પોતાના જીવનનું સાર્થક સાધી શકે. જોકે કદાચીત પુસ્તકમાં કંઇક દોષ પણ રહેલા હશે તો તે દોષોને દૂર કરી ગુણગ્રાહી થવું તેજ સજ્જનનું કર્તવ્ય છે.

તથાસ્તુ;

મુ. ચીત્રોડા. પો. ઇડર (મહીકાંઠા.)

લી.
પ્રસિદ્ધકર્તા

# પ્રસ્તાવના.

मोक्ष कारण सामग्र्यां, भक्ति रेव गरियसी ॥
स्वस्वरुपानु संधानं, भक्ति रित्यामि धीयते ॥ १ ॥

ઉપરના શ્લોક ઉપરથી જણાય છે કે મોક્ષના સિદ્ધાંતને માટે શ્રેષ્ટ સાધન ભક્તિજ છે. ભક્તિના નવ પ્રકાર છે.

श्रवणं किर्तनं विष्णौ, स्मरणं पाद सेवनम् ॥
अर्चनं वंदनं दास्यं सख्य मात्म निवेदम् ॥ १ ॥

એ રીતે નવ પ્રકારમાં પણ કિર્તન તથા છેલ્લી આત્મનિવેદન ભક્તિ શ્રેષ્ટ છે. એટલુંજ નહિ પણ મુક્તિ પામવાનાં ત્રણ પગથિયાં કર્મ, ઉપાસના, ને જ્ઞાન, તેમાં ઉપાસના એટલે ભક્તિ શ્રેષ્ટ ગણાય છે. વળી સરવેમાં પ્રેમભાવ પ્રધાન્ય છે એટલે બધી ભક્તિમાં જો પ્રેમ ન હોય તો તે ભક્તિ નીર્થક છે. તે પ્રેમ જાગૃત કરવાનું મૂખ્ય સાધન ભજન—કે જે કરવાથી ચિત્તની એકાગ્રતા થતાં અજ્ઞાનાંધકાર દૂર થઇ વૈરાગ્યભાવ જાગૃત થઇ છેવટ અનહદ પ્રેમમય હૃદય બની જાય છે. માટે પ્રેમપૂર્વક ભજન એ મોક્ષના રસ્તાનું ઉત્તમ સાધન છે.

શ્રી પરમ પુરૂષોતમ પરમાત્માના દાસત્વભાવમાં નિમગ્ન થઇ ભક્તિ સ્વરૂપના આનંદમાં સૂરદાસ, નરસિંહ મ્હેતો, મીરાંબાઇ, કબીરજી વીગેરે મહાત્મા પુરૂષોએ ઉતમોતમ ભજનો લખેલાં છે જે આજ સર્વત્ર સ્થળે પ્રેમ પૂર્વક વચાય છે. તેવીજ રીતે શ્રીયુત ભક્તરાજ માણુકેશ્વરજીની પરમાત્માના દાસત્વભાવથી તથા અંતરના વૈરાગ્યભાવથી નીકળેલ વાણીની આ અમુલ્ય પ્રસાદી છે. જેનો બરાબર ઉપયોગ કરવાથી આ અસાર સંસારની અસ્થિરતા હૃદય આગળ ખડી થાય છે. સંસાર સાગરમાં સુખ દુઃખરૂપી તરંગોના મહાન્ તોફાનમાં મનુષ્યરૂપી નાવ વારંવાર ગોથાં ખાધાં કરે છે તે સમયે આધિ વ્યાધિ ને ઉપાધિની લાગણી મનુષ્યના હૃદયને બહુ દુઃખી કરી મૂકે છે તેવા પ્રસંગે સંસારનું મિથ્યાત્વપણું તથા ભક્તિની ગૌરવતા દર્શાવનાર પદોના શ્રવણ મનનો ધ્વની દુઃખી હૃદયપર આ સંસારની અસારતનો પૂર્ણ ખ્યાલ જામી જઇ એક બીજ તરીકે અંદર ચોટી રહે છે પછી તેને વખતોવખત ભક્તિરૂપી ઔષધ દાયક વૈરાગ્યમય ભજનોનું જળ સિંચન કરવામાં આવે તો તે વૃક્ષ

સમાન થઇ પડે છે ને છેવટ આ સંસાર સમુદ્રમાં અથડાતી નૌકા એકદમ પોતાના ધારેલા કિનારે જવા શુદ્ધ માર્ગનું વહન કરે છે.

આ પદ સંગ્રહમાં બસેં એક પદોનો સંગ્રહ કરવામાં આવેલો છે જે ભક્તરાજનીજ પ્રસાદી છે. જો કે તેઓ વિદ્વાન નથી તેમ કાવ્ય કે વ્યાકરણાદીના અભ્યાસી નથી તેમજ વિદ્વાનમાં ગણના થવા માટે આ પ્રયાસ નથી પરંતુ પરમાત્મા ત્રફના દાસત્વભાવે વખતો વખત વૈરાગ્યથી ઉદ્ભવેલી વાણીની આ પુષ્પાંજલી છે. જેને જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, ધર્મ, નીતીબોધ, ગુરૂબોધ, વિગેરે વિષયોમાં પ્રાચીન તથા હાલના પ્રચલીત રાગોથી રસમય બનાવી છે તે હંમેશાં તેમની ભક્ત મંડળીમાં ગવાતાં કેટલાક સુજ્ઞને ભાવિક ભકતોની માગણી થવાથી જનસમુહના કલ્યાણાર્થે બહાર પાડવા અમોને ઘણી કૃપા સાથે તેઓશ્રી એ બક્ષીસ કરી જે ઉત્સાહ પૂર્વક ઉપાડી લઇ આજે પરમકૃપાળુ પરમાત્માની પૂર્ણ કૃપાવડે સર્વે વાંચકજનના કરકમળમાં મૂકતાં અમારી ઇચ્છા પૂરી થએલી જોઇ અમોને આનંદ થાય છે.

છેવટ કૃપાળુ પરમાત્મા ભક્તરાજની આવી અમૃતતુલ્ય વાણીનું વારંવાર પાન કરાવે તેવી શુભેચ્છાથી તેમજ આ બુકની અંદર જે કાંઇ ભૂલચૂક હોય તેની ક્ષમા બક્ષી ગુણ ગ્રાહી થવા અમારી નમ્ર વિજ્ઞાપ્તી છે.

## — આર્યા ગીતી. —

પ્રભુલીલા પદ સંગ્રહ, કરકમળમાં મૂકું હું આજ પ્રીતે;<br>
પ્રેમ ભાવે તે નીરખી, નિયમ પાળો સદા ભલી રીતે.<br>
છોડશો નહી કદી ટેક, ભક્તિ કરવા શુદ્ધ શ્રદ્ધા રાખો;<br>
વિઠ્ઠલ ને મૂળશંકર, કહે ગુણ ગ્રહી અવગુણ દૂર નાખો.

મુ૦ ચોત્રોડા.<br>
રા૦ ઇડર.<br>
( મહીકાંઠા. )

પ્રસિદ્ધ કર્તા.<br>
દાસાનોદાસ.<br>
મૂળશંકર લીલાધર વ્યાસ.<br>
વિઠ્ઠલદાસ પ્રહ્લાદ વ્યાસ.

---

આ પુસ્તકની ઉત્પન્ન થયેલી રકમમાંથી છપામણી વીગેરે ખર્ચ જતાં વધેલી રકમ શ્રીહરી અર્પણ વાપરવામાં આવશે.

---

## અનુક્રમણિકા.

| ભજનનો નંબર. | ભજનની પહેલી લીટી. | | | | પાનું. |
|---|---|---|---|---|---|

૧૫



શ્રી પરમાત્મને નમઃ

ભક્તરાજ માણકેશ્વરજી કૃત.

# પ્રભુલીલા-પદસંગ્રહ.

## સ્તુતિ.

રાગ-શેષ સમરણ.

જય કરૂણાસાગર પાપીતારણ, અખંડરૂપ માંહી ભર્યો;
અનંત બ્રહ્માંડ એક તું છે, જડ ચેતન માંહી ઠર્યો.
આકાશ પાતાલ પૃથ્વી માંહી, વ્યાપક તારૂં રૂપ છેઃ
ક્ષણુ એક ખાલી નવ દીસે, એવું રૂપ જેનું અનુપ છે.
શિવ બ્રહ્મા નિશદીન ગાય શેષ, સહસ્ત્ર મુખ વાણી વદે;
રસનાથી ગાંવે સરસ્વતી, જેનો પાર ન પાયો નીજ રૂદે.
મોટા-મૂની સમાધી યુક્ત, નામ આધાર લેઇ ફરે;
તારી માયા કળી શકે નહી, તુજ રૂપ કોણ વરણન કરે.
મહા પાપી તાર્યા નામથી, અનેક ભક્ત ઓધારીયા;
કહેતાં ન આવે પાર એનો, ત્રીવીધી તાપથી ઠારીયા.
હું અલ્પ પ્રાણી વર્ણવું શું, મહીમા તારો અગાત છેઃ
માણેકદાસ છે આશરે તારે, જન્મો જન્મ સંગાત છે.

શ્રી શાંતિઃ

**ભજન ૧ લું. પદ ૧.**

રાગ. ઠુમરી, જુઠું જુઠું જીવત ખરૂં જાણુમાંરે—એ.

માયા દેખી મૂરખ અંધા ચાલમાંરે. માયા દેખી૦ એ ટેક.
તનની આશા તારી ખોટી, દુઃખ દરિયામાં દેછે દોટી;
ભ્રમાયો તું માયાની જંજાલમાંરે. માયા દેખી૦ ૧
અલ્પ સુખને વળગી રહ્યો છે, માયાપાસથી મોહી રહ્યો છે;
અંતરના અવગુણ જોઇ તું મા'લમાંરે. માયા દેખી૦ ૨
નરતન દેહ મલ્યો છે ભારી, ફરી ન આવે વારંવારી;
ચીત રાખી તું ચાલી વરસાં ગાળમાંરે. માયા દેખી૦ ૩
હર્ષ શોકની નદીયો મોટી, તૃષ્ણામાં તું જાય તણોટી;
અંતરમાં અંધો થઇ તું હાલમાંરે. માયા દેખી૦ ૪
પાંચ વિષયના સુખમાં રાજી, મોહ અગ્નિમાં મરતો દાજી;
હાર્યો બાજી તું આળપંપાળમાંરે. માયા દેખી૦ ૫
અનેક જન્મથી ગોથાં ખાતો, ગર્ભયોનીમાં બહુ દુઃખ પાતો;
તે દાહાડા કેમ ભૂલ્યો મૂર્ખ ફાલમાંરે. માયા દેખી૦ ૬
સંત સમાગમ કરને તુંતો, ભરનિંદ્રામાં કેમ છે સુતો;
માણેકદાસનું વેણ કદી નવ ટાળમાંરે. માયા દેખી૦ ૭

---

**ભજન ૨ જું. રાગ ઉપરનો પદ ૨.**

છેલ્લી છેલ્લી શિખામણ મારી સાંભળોરે. છેલ્લી૦ એ ટેક.
અંતર ટાટી કપટ ભરી છે, હૈયામાં કાતરણી કરી છે;
હવે તું મૂકી દેજે તારો આંબળોરે. છેલ્લી૦ ૧
બાળપણામાં રમત રમીયો, તરૂણપણામાં સ્ત્રી બહુ ગમીયો;
વૃદ્ધપણાની વ્યાધીમાં તુ પાંગળોરે. છેલ્લી૦ ૨
જન્મ અકારત ખોઇને બેઠો, હજુ ન મલ્યો તુજને નેઠો;
આ સંસારની માયામાં તમે કાં જળોરે. છેલ્લી૦ ૩
અનેક જન્મના અવગુણ તારે, ઓળખાયા નહી બાહેર ધારે;
ગુરૂશબ્દનું જ્ઞાન લઇ પ્રભુમાં ભળોરે. છેલ્લી૦ ૪
આ માયામાં કંઇકજ ભૂલ્યા, દામ દેખી અનેકજ ડુલ્યા;

ભૂત થઇને ભમ્યા ન મળ્યો ઠામલોરે. છેલ્લી૰ ૫
સત્ય ધરમની સીદ્ધી કરજે, ગુરૂબોધ લઇ ઘટમાં ભરજે;
વેગે જ્ઞાન લઇ હીમાળામાં ગળોરે. છેલ્લી૰ ૬
અવસર વીતે બહુ પસ્તાશો, માણેકદાસ કહે હરી ગુણ ગાશો
હીરો આવ્યો હાથ ઘંટીમાં કાં દળોરે. છેલ્લી૰ ૭

---

### ભજન ૩ જું. રાગ ઉપરનો પદ ૩.

સ્મરણ સાચા ભાવે કરો સ્નેહથીરે. સ્મરણ૰ એટેક
અંતરના અવગુણો ખોઇને, વસ્તુ વહોરજે તું તો જોઇને;
તરવાનો ઉપાય છે આ દેહથીરે. સ્મરણ૰ ૧
માતપીતા કુટુંબની સાથે, ઉમર ખોઈ મૂરખ તેં હાથે;
ભરમાણો તું માયા દેખી દેહથીરે. સ્મરણ૰ ૨
સ્ત્રીપુત્ર દેખી હરખાતો, જેમ સાંઢીયો થયો મદમાતો;
વિષયમાં ભમતો તું તો માયા વેહથીરે. સ્મરણ૰ ૩
ભિતર કાતી ઘણી ભરી છે, અંતર ઉંડી હોંશ ઠરી છે;
પાપકર્મમાં ડુબ્યો તું તો જેહથીરે. સ્મરણ૰ ૪
દુઃખ દરિયામાં દુઃખી થાતો, તૃષ્ણામાં તું જાય તણાતો;
પૂંઠ વાળી તું જોજે તારા દેહથીરે. સ્મરણ૰ ૫
આજકાલ કરતાં વરસ વીતી, હજુ ના સમજ્યો પ્રભુની રીતી;
જીતી બાજી હાર્યો મૂરખ વેહથીરે. સ્મરણ૰ ૬
ઇશ્વર ઉપર પ્રીતી રાખો, મૂખથી બીજો બોલ ન ભાખો;
માણેકદાસનું વચન રાખો નિશ્ચે થકીરે. સ્મરણ૰ ૭

---

### ભજન ૪થું. રાગ ઉપરનો પદ ૪.

અવસર રૂડો મળ્યો છે તારા કામનેરે. અવસર૰ એ ટેક
જતન કરીને જાળવી લેજે, સુખદુઃખ તું સહીને રહેજે;
પાપકર્મને બાળી ભજો ભગવાનને રે. અવસર૰ ૧
ખર અવતાર બહુ તેં લીધા, રાત દિવસ ફેરા જ્યાં કીધા;

ભૂખ તરસ વેઠી ફર્યો તું ગામનેરે. અવસર૦ ૨
ઉંટ થઇ તું કંથેર ખાતો, મોકમ માર ધણીનો પાતો;
અણુતોલ્યો બોજો ઉઠાવ્યો જામનેરે. અવસર૦ ૩
ઝાડ પહાડ થઇને તું પડીયો, કુહાડે કાપી દુઃખ દળીઓ;
ટાઢ તાપ વરસાદથી નહિ તું શાન્તનેરે. અવસર૦ ૪
વૃષભ તણા અવતારે ફરતો, ઘાંચીને ઘેર દુઃખજ ધરતો;
ઘડી પળના મળ્યો તને વીશરાંમનેરે. અવસર૦ ૫
પશુપક્ષીમાં તું જબ ભમતો, આશરો રહેવાનો નહી મળતો;
પારધીનો ઝટકો ખાઇ દુઃખ દામનેરે. અવસર૦ ૬
અનેક જન્મના પૂન્યપ્રતાપે, માણેકદાસ કહે હરી દેહ આપે;
હરી ભજન કીધાથી વળી નીરાંતનેરે. અવસર૦ ૭

---

**ભજન ૫મું** રાગ. અનહદ ધૂન શ્રવણે આવી. એ

નમીયા સો નર ભારે ઘણા મોટા, એવા પુરૂષના જગતમાં ટોટા;
નમીયા સો નર ભારે ઘણા મોટા.
નમ્યા તે નર પ્રભુને છે પ્યારા, તેના થકી હરી નથી ન્યારા;
એવા પહોંચ્યા સમુદ્ર કિનારા. નમીયા૦ ૧
અવર બીજા સંસારમાં ભમતા, માયા દેખી તેમાં બહુ રમતા;
ઉપરના સાધન કરી દમતા. નમીયા૦ ૨
ભિતર જોયા વિના નથી આરો, ઘટમાં દીસે તારો રમનારો;
વિવેક કરી હવે વિચારો. નમીયા૦ ૩
અંતર વૈરાગ્ય ઘણો આવે, સૂરો થઇ સન્મુખ તે જાવે;
નીશ્ચે થઇ અભયપદ પાવે. નમીયા૦ ૪
સ્થિરતા જેની વરતી રહી એવે, સ્ફુરણા તેની મટી ગઇ તતખેવે;
માણેકદાસ નિર્ણય કરી લેવે. નમીયા૦ ૫

---

**ભજન ૬ ઠું.** રાગ ઉપરનો પદ ૨.

આતમજ્ઞાન તુજને જયારે થાશે, પ્રથમ મૂળ અવિદ્યાનું બળી જાશે;
આતમજ્ઞાન તુજને જયારે થાશે. એ ટેક
અનુભવ તને અંતરમાં આવે, ગુરૂજ્ઞાન હૃદયમાં જો ભાવે;

નાભી કમળે સૂરતા જો ઠરાવે. આતમ૦ ૧
સૂરતા જ્યારે બાહેર નહી જાવે, પ્રવરતીમાં ચીત નહી ભમાવે;
એક ચીન્ત રાખી ઉરમાં લાવે. આતમ૦ ૨
નીરભે થઇ રામને રટાવે, કામ ક્રોધ મદ લોભ હઠાવે;
પછે આત્મરૂપ જો દરશાવે; આતમ૦ ૩
ભ્રમણા તને મનમાં રહી ભારે, કુબુદ્ધિના કટકને નિવારે;
સાચી વસ્તુ દેખી અંતર ઠારે. આતમ૦ ૪
એવા પુરૂષ સતગુરૂને સેવે, મુસ્તક મેલી જ્ઞાન જરૂર લેવે;
માણેકદાસ અભયપદ એવે. આતમ૦ ૫

---

ભજન ૭ મું. રાગ ઉપરનો પદ ૩.

સૂરતા મારી લાગી ગુરૂ જ્ઞાનથી, ભ્રમણા હવે ભાગી અંતર સાંનથી;
સૂરતા મારી લાગી ગુરૂ જ્ઞાનથી. એ ટેક.
ભિતર આત્મા પ્રગટ દેખાયો, ત્રિવીધી તાપ મારો સમાયો;
અંતર આનંદ મને બહુ આવ્યો. સૂરતા૦ ૧
મનુષ્યદેહ સફળ થયો મારો, આવાગમન તણો મટયો આરો;
હવે હું તો થયો સુખીઆરો. સૂરતા૦ ૨
કીંમત જાણો નરભવ તણી ભારે, વિરલો કોઇ મનમાં વિચારે;
સાચી વસ્તુ લેઇ ઉર ઠારે. સૂરતા૦ ૩
લગ્ની જેની હરિવર શું લાગી, નિંદ્રામાંથી તેણે જોયું જાગી;
નીરભે તણી નોબત બહુ વાગી. સૂરતા૦ ૪
માટે ભાઇઓ ગુરૂ વચન રાખો, મુખે થકી અશુદ્ધ નહી ભાખો.
માણેકદાસ અવિચળમાં દાખો. સૂરતા૦ ૫

---

ભજન ૮ મું. રાગ ઉપરનો પદ ૪.

ચેતન તું તો ચેતી લેને પ્યારે, જીતી બાજી હવે તું શીદ હારે;
ચેતન તું તો ચેતી લેને પ્યારે. એ ટેક.
ગર્ભયોનીમાં તું ગુણ ગાતો, મળમૂત્ર ખાઈ થયો માતો;

તે દહાડાને કેમ ભૂલી જાતો. ચેતન૦ ૧
બહાર આવ્યો દેહ હવે તારો, ભૂલી ગયો હરિ ભજવા આરો;
બાંધ્યો જુઓ પાપતણો ભારો. ચેતન૦ ૨
માયા દેખી બહુ તું હરખાણો, જોઇ નિજ પરિવાર લપટાણો:
મૂડી ગુમાવી બહુ પસ્તાણો. ચેતન૦ ૩
દિવસ રાત ધંધામાં બહુ ધાયો, દામ જોઇ મનમાંહે હરખાયો;
અવસર આવ્યો રૂડો ગુમાવ્યો. ચેતન૦ ૪
આવી વખત ફરી નહિ આવે, ચોરાશીનો ફેરો શીદ આવે;
માણેકદાસ તને બહુ સમજાવે. ચેતન૦ ૫



### ભજન ૯ મું. રાગ-પ્રેમની વાત છે ન્યારી. એ. પદ. ૧.

ઘટમાં દેખ્યો રમનારો, હરિજનો ઘટમાં૦
ચીત રાખીને તમે વિચારો, હરિજનો ઘટમાં૦
ગંગા જમના આદિ તીર્થ ફરીને, કયાંઇ ન દેખ્યો ઘડનારો. હ૦ ૧
પૃથ્વી, પાણી,વાયુ, અગ્નિ,નેઆકાશ,ચેતન રહેછેતેમાં ન્યારો.હ૦ ૨
પ્રકૃતી પુરૂષ થકી જુદો રહે છે, તેને તમે મનમાં વિચારો. હ૦ ૩
પોતાતણું રૂપ આપ ભૂલ્યા છો, જાગી જોતાં ઉજીઆરો. હરિ૦ ૪
દ્વૈતબુદ્ધિ તમે દૂર કરી નાંખજો, અદ્વૈતરૂપ છે તમારો. હરિજનો. ૫
સતગુરૂ બોધ તણી કુંચી લઇને, ખોલજો હૈયાનો તારો. હરિ૦ ૬
માણેકદાસ એકરૂપ દેખે છે, જળ કમળ જેમ ન્યારો. હરિજનો૦ ૭



### ભજન ૧૦ મું. રાગ ઉપરનો પદ ૧.

અમૃત આવ્યું પાસમાં, હરિજનો અમૃત૦
અવર વસ્તુ નહિ આશમાં, હરિજનો અમૃત૦
વિવેક વિચારથી ઘટમાં ઉતારજો, ઢોલી નાંખો નહિ ઘાસમાં. હ૦ ૧
સતસંગ વિના હાથ નહિ આવે, કોટી ઉપાય કરો ખાસમાં. ,, ૨
દેહ નગરમાં આત્મા વસ્યો છે, ખોલી જોજો ઘટ વાસમાં. ,, ૩
આવાગમનનું દુઃખ જોઇને, ભક્તિ કરો વીશ્વાસમાં. ,, ૪

આરે કાયામાં પાંચ ચોર વસે છે, કાપી નાંખો આવકાશમાં ,, ૫
તનમાંનો માલ બહુ તપાસી લેજો, વસ્તુ દેખાશે તારી પાસમાં, ૬
માણેકદાસની છેલ્લી વિનંતી, મોક્ષ મળશે નીજ દાસમાં ,, ૭

---

### ભજન ૧૧ મું. રાગઉપરનો પદ. ૩.

રામ રટયામાં સાર છે, હરિજનો રામ રટયામાં સાર છે.
મોક્ષ મળવાની તને વાર છે. હરિજનો રામ
રામ રટયાથી પાર ઉતરશો, માથે તે કાળનો માર છે. હરિજનો૦૧
પાણી પહેલી તું પાળજ બાંધજે, હજુ ન ચેત્યો ગુમાર છે. હરિ૦ ૨
બાળપણું બધું ખોયું રમતમાં, તરૂણ ખોયું સંસાર છે. હરિ૦ ૩
આવ્યો બુઢાપો દેહી ધ્રુજવા લાગી, આંખે ન સૂજ્યું લગાર છે.હરિ૦૪
મેડી મંદીરને માલ ખજાના, જોઇ મોહયો તું દવાર છે. હરિ૦ ૫
હજુ ન ચેત્યો મંદ અભાગી, હારી બેઠો સુખ સાર છે. હરિ૦ ૬
માણેકદાસ કહે ચેતજે સવેલો,ભજન કરેથી બેડો પારછે. હરિ૦ ૭

---

### ભજન ૧૨ મું. રાગ ઉપરનો પદ ૪.

આવોને પ્રમરસ ચાખો, હરિજનો આવોને પ્રેમરસ ચાખો;
મિથ્યા વચન નહી ભાખો. હરિજનો૦
પ્રેમરસ ચાખેથી પાર ઉતરશો, હિરદાકમળમાં જો રાખો. હરિજનો ૧
પ્રેમ આગળ નેમ નહિ ચાલે, વેદ પુરાણ ભલે ભાખો. ” ૨
પ્રેમની વાત તો પ્રેમીજન જાણે, બીજાને કંઇ નહિ લાખો. ” ૩
પ્રેમરસ કોઇના રટ્યામાં ન આવે, ભાવે તમે એમ ભાખો. ” ૪
પ્રેમરસ જેના ઉરમાંરે આવ્યો, ભક્તિ ભાવમાં રહ્યો પાખો. ” ૫
પ્રેમસ્વરૂપમાં આપે મળી ગયા, આવાગમન નહિ દાખો. ” ૬
માણેકદાસ કહે ભકિતમાં ભળજયો, વચન મારૂં તમે રાખો.” ૭

---

### ભજન ૧૩ મું. રાગ ઉપરનો પદ ૫.

આતમરૂપને ભાળો હરિજનો, આતમરૂપને ભાળો.
હૃદય કમળમાં ન્યાળો. હરિજનો ,,

એક ચરાચર વ્યાપક એ છે, ક્ષણુ માત્ર એ નહી ઠાલો. હરિ૦ ૧
માયા થકી એ જુદો રહે છે, વ્યાપી રહ્યો નંદલાલો. હરિ૦ ૨
ન્યારો રહી એ આપ ખેલે છે, જુવો તમે એનો ચાળો. હરિ૦ ૩
ગુરૂગમ વિણુ એ ગોત્યો ન લાધે, કોટી ઉપાય કરી ચાલો. હરિ૦ ૪
ભજન કર્યા વિણુ ભયનવ ભાગે, આશાતૃષ્ણાને તમે બાળો. હરિ૦ ૫
માણેકદાસ કહે એને દેખો તો, કામ ક્રોધને તમે ટાળો. હરિ૦ ૬

---

### ભજન ૧૪ મું. રાગ ઉપરનો પદ ૬.

વાતોમાં વરસ ગયાં વીતી, હરિજનો વાતોમાં વરસ ગયાં વીતી;
હજુ સમજ્યો ન ગુરૂનીતી. હરિજનો ,,
વેદશાસ્ત્ર તેં ભારે તપાસ્યું, પંચાત્યમાં રહી પ્રીતી. હરિજનો૦ ૧
કથા સૂણી સૂણી કર્ણ ફુટી ગયા, ચાલ્યો નહિ સારી રીતી, ૨
કુડકપટમાં વળગી રહ્યો છે, કાળની ન રાખી ભીતી. ,, ૩
શાન્તિ સ્વરૂપમાં તું તો રહેજે, સંસાર જાશે જીતી. ,, ૪
તારૂં મૂળ હવે વેગે તપાસજે, તું તો રહ્યો છે અદ્વીતી. ,, ૫
હજુ ન ચેત્યો મૂરખ માનવી, ઘરધંધામાં રહી પ્રીતી. ,, ૬
માણેકદાસનું કહ્યું તું માનજે, હરિ સમર્યાની રાખો રીતી. ,, ૭

---

### ભજન ૧૫ મું. રાગ ઉપરનો પદ ૭.

પ્રીત તો પ્રીત તો પ્રીત તો હરિજનો, રાખો હરિશું પ્રીત તો;
તેને ઘેર સુર્ય ઉદિત તો. હરિજનો ,,
અવસર મળ્યો તને રૂડો પ્રાણીયા, સુખ મળશે રાખો રીત તો. હ૦ ૧
કાયા નગર તારૂં કાચું દીસે છે, થઇ બેઠો તું પંડીત તો. ,, ૨
ડાહ્યો થઇ શું ભૂલ્યો ફરે છે, મોક્ષ મળશે રાખો ચીંત તો. ,, ૩
શુભ આચરણથી વાલો રીઝે છે, તેને ઘેરે નવનીત તો. ,, ૪
ઘરને આંગણે જેને ગંગા રે આવ્યાં, પ્રેમથી ગાય હરિગીત તો. ,, ૫
સુખ દુઃખ આવે તેને સહીને રહેજે, કાળની મટશે તને ભીત તો. ,, ૬
માણેકદાસ કહે દાવ છે રૂડો, હરિ ભજો તો થાશે જીત તો. ,, ૭

---

### ભજન ૧૬ મું. રાગ ઉપરનો પદ ૮.

વાતો કરતાં વટકાણી, હરિજનો વાતો કરતાં વટકાણી;
બોલવામાં દીસે બહુ શાણી. હરિજનો ,,
ઘરના ધણીને એ ગાળો બોલેછે, માર ખાઇ એતો રીસાણી. હ૦ ૧
સાસુ સસરાના સામે રીસ કરે છે, હોંશ કરી બોલે એવી વાણી. હ૦ ૨
પરાયા પુરૂષ સાથે પ્રીત કરે છે, ઘરમાં કરે છે ધેંગાણી. હ૦ ૩
બાહેર ફર્યાનું એને જોર ઘણું છે, ઘરમાં થાય છે ધૂળધાણી. હ૦ ૪
રસ્તામાં જાતાં ઝઘડો કરે છે, હરીજન લોકે વખાણી. હ૦ ૫
અવગુણ રહ્યા તેના અંગમાંરે ભારે, ઘરમાં બાહેર ન સમાણી. હ૦ ૬
માણેકદાસ કહે સમજોતમે નર, ભૂંડી તે નાર શીદ આણી. હ૦ ૭

---

### ભજન ૧૭ મું. રાગ નારાયણ નામ લેને તું પ્રાણીરે, એ રાગ.

આવો આપણ દેશ ગુરૂજીના જઇએરે, તનમન અર્પી ચરણે
ચીત્ત લઇએ. આવો૦
કંઈક કાળથી તું ભટકાયોરે, ગુરૂજ્ઞાન વિના દુઃખ દાયોરે;
ઘડી પળ નહી તું સુખ રહાયો. આવો આપણ૦ ૧
મોહ માયા છે બહુ વટકાળીરે, ઘડી જપવા દે નહી બીચારીરે;
વસ્તુ લેજે હવે તું વિચારી. આવો આપણ૦ ૨
ગુરૂ પાસે જ્ઞાન લઇ રાખો ઠામરે, શ્રવણ મનન કરીને વિરામરે;
પછી હૃદયકમળ નીજધામ. આવો આપણ૦ ૩
અધીકારી વિના નહી આવેરે, ચરાચરમાં તે એક દર્શાવેરે;
સોહં શબ્દમાં સૂરતા મીલાવે. આવો આપણ૦ ૪
માટે ચેતજે તું અજ્ઞાનીરે, હરિગુરૂ સંતો સંગે નિરમાંનીરે;
માણેકદાસ કહે સન્માની. આવો આપણ૦ ૫

---

### ભજન ૧૮ મું. રાગ ઉપરનો પદ ૨.

ગુરૂ વીના કોઇ નહી તારૂં બેલીરે, કામ ક્રોધને નાંખજો ઠેલી. ગુરૂ
ગુરૂ જ્ઞાનથકી તને લાધેરે, મોહ મમતા મચ્છર નવ વાધેરે;
અહોનીશ ભક્તિને આરાધે. ગુરૂ વીના૦ ૧
દેહ મળ્યોછે મોંઘો આજરે, હવે તને ન આવી લાજરે;

રૂડું જ્ઞાન લેઇ કર ગાજ. ગુરૂ વીના૦ ૨
સ્વર્ગ લોક ઇચ્છે દેહ ભારીરે, નહિ મળ્યો તેને વપુ ધારીરે;
વારંવાર તે વેદ પોકારી. ગુરૂ વીના૦ ૩
ખટરસ તને બહુ ભાવેરે, તેનો થાય નહી અભાવરે;
મૂર્ખને તો જરા લાજ નાવે. ગુરૂવીના૦ ૪
માટે લેજો નાંમ નીશાણીરે, હરિની ભકિત વિના ધૂળધાંણીરે;
માણેકદાસ કહે નીરવાંણી. ગુરૂવીના૦ ૫

---

## ભજન ૧૯ મું. રાગ. ઉપરનો પદ૩.

આવો સતસંગમાં જઇ વશીએરે, નિર્મળ હૃદયે રામને રટીએ. આવો૦
સતસંગનો મહિમા છે ભારીરે, બોધ ગ્રહણ કરીને નીવારીરે;
મોહ મમતાને દેજો વિહારી. આવો૦
હરિ ભજવાની તક મળી આંહીરે, ચેતી શકયો નહી મન માંહીરે;
સુખ મળશે નહી તને કાંઇ. આવો૦ ૨
ધ્રુવ પ્રલ્હાદ સતસંગ ભોગીરે, તેને મળીયા નિરંજન જોગીરે.
અવિચળ પામ્યા એ રાજના ભોગી. આવો૦ ૩
કાગ મટીને હંસજ થાશોરે, આત્મા દ્રષ્ટીથી સહુ પ્રકાશ્યોરે;
પછે જળમાં તે જળ મળી જાશો. આવો૦ ૪
માણેકદાસ કહે છે વિચારીરે, મૂંડી ખોઇ નાંખી અહંકારીરે;
અવસર આવેલો બેઠો હારી. આવો૦ ૫

---

## ભજન ૨૦ મું. રાગ ઉપરનો પદ ૪.

ભકિત દેખીને વાલો મારો રાજીરે, પેલાં દુરીજનીયાંબળેછેદાઝી. ભ૦
ઉંચ નીચને એ નથી જોતોરે, એની ભકિતથી સન્મુખ હોતોરે;
વિશ્વાશીના અવગુણ ખોતો. ભકિત૦ ૧
ધનો, પીપો, રોહીદાસ જે વારે, ગજગુણકા કરે તેની સેવારે;
નિર્મળ થઇ હરિપદ લેવા. ભકિત૦ ૨
સાકુટ નકટાંને એ નવ ભાવેરે, મોહ માયા તેને તો નચાવેરે;
પછવાડેથી એ પસ્તાવે. ભકિત૦

મોટું સાધન એક શ્રીરાંમરે, જપ, તપ, તીરથનું નથી કાંમરે;
અંતે અવિચળ મળશે ધાંમ. ભક્તિ૦ ૪
માણેકદાસ કહે છે પોકારીરે, હવે સમજો તમે નરનારીરે;
એના રૂપ ઉપર જાઉં વારી. ભક્તિ૦ ૫

---

ભજન ૨૧ મું. રાગ ઉપરનો પદ ૫.

સુખીયા જગત માંહી સંત જણાયરે, પેલા દુરીજન દુઃખમાં અકળાય. સુખીયાં૦
તાલેવંતનું ચીત્ત ધનમાંહીરે; રાતદીવસ, વીરા ગણે ત્યાંહીરે;
રખે દેવાળું નીકળે આંહી. સુખીયા૦ ૧
રાંકનુ મન અતી અકળાયરે, પેટ ભરવાનું દુઃખ ન વેઠાયરે;
મારા પૂર્વનું પાપ દેખાય. સુખીયા. ૨
વણ પરણેલાને હોંશ મોટીરે, વાંઢો રહીશું જગતમાં પ્રસ્ટોતીરે;
લગ્ન કર્યાની ઇચ્છા છે મોટી. સુખીયા૦ ૩
વિધવાનાં તો પૂરણ પાપરે, તેના મનમાં અતી પરીતાપરે;
પેલા સંસારીના જપે જાપ. સુખીયા૦ ૪
સવાસણને દુઃખ મોટું ભારીરે, ઘરને ધણી આવી તને મારીરે;
એથી રંડાપો મનમાં વિચારી. સુખીયા૦ ૫
વેશધારીને ચીંતા અપારરે, સુખ મળતું નથી લગારરે;
વસ્તી બહાર રહેવું નીરધાર. સુખીયા૦ ૬
માણેકદાસ સુખ છે સંતોષેરે, બીજી વાસના એતો ખોશેઃ;
અભય થઇને રહેશે અદોષે. સુખીયા૦ ૭

---

ભજન ૨૨ મું. રાગ ઉપરનો પદ ૬.

સુખ રહ્યું છે સાચાની સંગતમાં રે, રખે ભૂલી જાતા તમે મનમાં. સુખ૦
મહીપાલ ધરે દુઃખ ભારીરે, બાહેર વૈરી મન વિચારીરે;
રખે ખાવામાં ઝેર ઘાલે ધારી. સુખ૦ ૧
કુળવંતીને કલેશ મન માંહીરે, પરીવાર વધ્યો ઘણો આંહીરે;

દેવું વધી ગયું સુખ નાંહી. સુખ૦ ૨
જેની રહે છે કુંવારી કુખરે, રાત દિવસ ધરે બહુ દુઃખરે;
પૂત્ર વીના કયાંઇ નહી સુખ. સુખ૦ ૩
પૂત્રવંતીઓ બહુ પસ્તાયરે, પ્રજા વર્ણશંકર પાકી ગાયરે;
એથી વાંઝીયાનું સુખ ન્હાય. સુખ૦ ૪
માટે સમજો તમે નરનારીરે, સંગત છોડી દેજો નઠારીરે;
માણેકદાસનું વચન સંભાળી. સુખ૦ ૫

---

## ભજન ૨૩ મું. રાગ ઉપરનો પદ ૭.

ભક્તિ કરવાથી સુખ તને આંહીરે,ખોલી જોજો તમે ઘટમાંહી.ભક્તિ.
ડાહ્યા માણસને દુગ્ધા મોટીરે, ઘડી પરવાર નહી મલે ખોટીરે;
લોક કાયા કરે દુઃખ દોટી. ભક્તિ૦ ૧
પેલા મૂર્ખ મનમાંહી પસ્તાયરે, પશુ જેવા રહી અકળાયરે;
નાતમાં ગણે ન કોઇ જરાય. ભક્તિ૦ ૨
ભણેલાંને જડયો નહી ભેદરે, પુસ્તક વાંચી વાંચી મુવા વેદરે;
હજુ બ્રહ્મ ન દેખ્યો થયો ખેદ. ભક્તિ૦ ૩
દયાવંતને દુઃખ જણાયરે, આધિ વ્યાધિ ઉપાધિ મનાયરે;
ભરતને મૃગલાનું દુઃખ જણાય. ભક્તિ૦ ૪
જેને પ્રપંચ રહ્યા ઘણો મોટોરે, દુઃખ દરિયામાં દેછે દોટોરે;
માણેકદાસ એ ખેલ બધો ખોટો. ભક્તિ૦ ૫

---

## ભજન ૨૪ મું. રાગ ઉપરનો પદ ૮.

આઠ વાર.

આવો આતમરાય અનુભવ પ્રકાસ્યોરે,રામરટણનો કરજો સહેવાસો.
રવિવારે રટણ પ્રભુનું કરિએરે, સંકલ્પ વીકલ્પથી મન તજીએરે;
પછે શાંતી સ્વરૂપમાં જઇ ભળીએ. આવો૦ ૧
સોમવારે સાચું વૃત લઇએરે, હુંપદ મેલી માયાને તજીએરે;
પછે અભયપદમાં જઇ ભળીએ. આવો૦ ૨

મંગળવારે મરમ છે મોટોરે, હરિભક્તિ વિના ઘણો ટોટોરે;
તમે ખેલ કર્યો બધો ખોટો. આવો૦ ૩
બુધવાર બહુ બળીયો હું દેખુંરે, એના સ્વરૂપનું નહી થાએ લેખુંરે;
એક નામ સિવાય ન પેખું. આવો૦ ૪
ગુરૂવારે ગુણ બહુ ગાવોરે, હેતેને લાખતણો હવે લાવોરે;
પાંચ પુરૂષને તમે હરાવો. આવો૦ ૫
શુક્રવારે સમજણ તને ખોટીરે, સમજ્યા વિના બાહેર દેછે દોટીરે;
ઘટમાં રહી છે વસ્તુ મોટી. આવો૦ ૬
શનીવારે સકળ રસ ભરાયોરે, ચીત રાખી પાર ઉતરાયોરે;
પછે આવાગમન દુઃખ ટળીઓ. આવો૦ ૭
સાતવાર પૂરણ અમે ગાયારે, હરીગુરૂ સંતોની મૂજપર છાયારે;
માણેકદાસ કર તું સવાયા. આવો૦ ૮

---

ભજન ૨૫ મું. રાગ ઉપરનો પદ ૯.

બારમાસી.

આવો મારા પ્રાણનારે સ્નેહીરે, હું તો ચરણે પડયો છું આ દેહીરે. આ૦
કારતકે કામણગારી માયારે, ધન જોબન વાદળની છાયારે;
ગુરૂજ્ઞાન લઈ કરને સવાયા. આવો૦ ૧
માગશરે માયા કંટક ભારીરે, જે નરમાંહી પડયા દુઃખદારીરે;
તેમાં કોઈની નવ લાગે કારી. આવો૦ ૨
પોષ માસે પાસે રહી ભાર્યારે, ક્ષણ એક ઘડી નહી ન્યારારે;
વિશ્વાસીના પાસે રહેનારા. આવો૦ ૩
મહા મહીનામાં મન મારી ફરીએરે, માંહેના અવગુણને હરીએરે;
સુખ સાગરમાં જઈ ઠરીએ. આવો૦ ૪
ફાગણ માસે ફોગટ ફેરા થાયરે, દુઃખદરિયામાં ગોથાં ખાયરે;
જન્મ એળે તારો વહી જાય. આવો૦ ૫
ચૈતરે ચેતન રૂપ ભાવરે, અવિદ્યા મૂળ થાય અભાવરે;
પછે દેહ નગર દરસાવે. આવો૦ ૬

વઇશાખે વરસ ગયાં વીતીરે, હજુ સમજ્યો ન ગુરૂનીતીરે;
અંતરજ્ઞાન વિના છે અનીતી. આવો. ૭
જેઠ માસે જરૂર જ્ઞાન લેવુંરે, તનમન અર્પી મુસ્તક મેલી દેવુંરે;
સાચા ભાવથી શાંમને સેવું. આવો૦ ૮
અષાડ માસે આત્મા છે અખંડીરે, જન્મ મરણ રહીત નવખંડીરે;
પાપ પુન્ય નહી એતો ફરંડી. આવો૦ ૯
શ્રાવણ માસે ચરાચર દેખું રે, એના સ્વરૂપનું નવ થાય લેખુંરે;
ક્ષણું એક અલગો ન પેખું. આવો૦ ૧૦
ભાદરવે ભર દરીયે વાંણુ મારૂંરે, ઉતરી શકે કેમ વિચારૂંરે;
પ્રભુ ભક્તિ થકી ભવ પારૂ. આવો૦ ૧૧
આસો માસે અવસર મલ્યો રૂડોરે, અંતર ઓળખ્યા વીના દેહ ભુંડોરે;
સવેલાથી ચેતો શાને બૂડો. આવો૦ ૧૨
અધીકે અધીક શું કહીએરે, વારંવાર કહેતાં લાજી મરીએરે;
માણેકદાસ કહે પાર પડીએ. આવો. ૧૩

---

## ભજન ૨૬મું. પદ ૧.

રાગ–હાંરે જોને જાગીરે જોને જાગી. અથવા દીલમાં દીવો કરો. દીવો કરો. એ લય.

આત્મા અમર ફરે, અમર ફરે, તારા હ્રુદય વિષે અમી ઝરેરે. આત્મા૦
પાંચ ભૂતનું શરીર બન્યું તારૂં, તેમાં ચેતન રહે છે ન્યારૂં—
એને ઓળખ્યા વિના અંધારૂંરે. આત્મા.
કોટી જન્મનું અજ્ઞાન ટારે, વિવેક રાખી જો મનમાં વિચારે;
ગુરૂ વિના તે કોણ ઉગારેરે. આત્મા. ૨
સત જ્ઞાનની કુંચી લઇ ખોલે, તારા ઘટમાં પ્રગટ એ તો બોલે;
એ દેખાશે તને વણતોલેરે. આત્મા. ૩
તારા ખટ શત્રુ ઘરમાંહી, તેથી સુખ ન મળે ક્યાંહી;
તેને કાઢેથી સુખ મલે ત્યાંહીરે. આત્મા. ૪
માણેકદાસની અમર કહેણી, હવે રહેજે તું રૂડી રહેણી;
એ વસ્તુ દીસે બહુ ઝેણીરે. આત્મા ૫

---

ભજન ૨૭ મું. રાગ ઉપરનો પદ. ૨.

રામનું રટણ કરો, રટણ કરો, તમે ચોરાશી શીદને ફરોરે. રામનું.
રામ રટયાથી કંઇક નર તર્યા, એવા ઇશ્વરી રૂપમાં ઠર્યા;
એતો માંહેલાને મારીને રૂર્યારે. રામનું. ૧
એને ઓળખી કેશરીયા કરો, સાંમળીયા ને હેતેથી વરો;
પછે છુટે છડે થઇ ફરોરે. રામનું. ૨
કુડ કપટને માંહેથી ટાળો, સત્ય ધર્મનો મારગ ઝાલો;
પછે સંસારમાં તમે માલોરે. રામનું. ૩
જન્મ મરણનું દુઃખ છે ભારે, ભજન ભાવ કરીને નિવારે;
જીતી બાજી હવે શીદ હારેરે. રામનું. ૪
જ્ઞાંન હિમાળે જઇ હાડ ગાળો, બીજી વસ્તુને જલદી બાળો;
માણેકદાસ એથી રીજે વાલોરે. રામનું૦ ૫

---

ભજન ૨૮ મું. રાગ ઉપરનો પદ ૩.

સત્યનો સંગ કરે, સંગ કરે, કોટી જન્મનાં દુઃખ પરહરેરારે. સ
સત્ય વચન પ્રભુને ગમે છે, ઘણા સંત વીવેકી નમે છે;
જેના હૃદય વિષે રામજી રમેછેરે. સત્યનો૦ ૧
સુખ સાગરમાં તમે માલો, માંહેના અવગુણને તમે ટાળો;
એથી રીજે છે નંદનો લાલોરે. સત્યનો ૨
આશા તૃષ્ણા વેરી ઘેર નારી, તને સતાવે છે બહુ ભારી;
એને કાઢેથી સુખ મળે આવીરે. સત્યનો૦
કામ ક્રોધ જેવા મોટા રાજા, બીજા નોકર રહે બહુ જાજા;
એને મારી નાખેથી થસો તાજારે. સત્યનો૦ ૪
છેલ્લો અવસર આવ્યો હાથ, લેજો સામળીયાનો સંગાથ;
માણેકદાસ ભીડી હરીશું બાથરે. સત્યનો૦ ૫

ભજન ૨૯ મું. રાગ ઉપરનો પદ ૪.

રામરસ પીજોરે કોઇ પીજો, તમે ભક્તિ ભાવ કરી રીજોરે. રામ૦
તેના અધીકારી કોઇક થાશો, આનંદ ભેર હરીગુણ ગાશો;
તમે સંસાર સેજ તરી જાશોરે. રામ૦ ૧

પ્રેમ ગોળી વાગી ઘટ વિષે, તેને શુદ્ધ ના રહીરે જરીસે;
લક્ષ લાગ્યો પાતળીયા તું'હીસે. રામ૦ ૨
પ્રેમરૂપમાં બળી તમે જાશો, ફરી આવસો નહી ગર્ભવાસો;
પછિ તેજમાં તેજ સમાસોરે. રામ૦ ૩
જેના મુખ વીષે મીઠી વાણી, નિર્મળ દીસે નેત્ર સુખ સાંણી;
અમૃત પીધાની એ છે નિશાણીરે. રામ૦ ૪
માણેકદાસે અમૃત રસ પીધો, અધીકારી હતો તેને દીધો;
એ મારગ દીસે બહુ સીધોરે. રામ૦ ૫

---

## ભજન ૩૦ મું. રાગ ઉપરનો પદ ૫.

દુઃખમાં ડુબી ગયા, ડુબી ગયા, એવા અધવચ લટકી રહ્યારે. દુઃખ૦
ચોરી જારીની શરમ નહી લાગે, ભજન ભાવથી છેટો ભાગે;
નફ્ટ ગાય છે ગીત ઘણા રાગેરે. દુઃખમાં. ૧
લાંચો લેવામાં ખુબ હોંશિઆરી, દીયે શિખામણ લાગે ખારી;
ભૂડું કરવામાં દુઃખ દેછે ભારીરે. દુઃખમાં. ૨
ભીતર કાતીને મુખ મીઠી વાણી, કરે રાંકનું કામ ધૂળધાણી;
રૂડુ કરવાની રીત નવ જાંણીરે. દુઃખમાં. ૩
હીંડે દોષ પરાયા જોતો, પરાયાનું પાપ એ ધોતો;
પોતાના અવગુણ નહી ખોતોરે. દુઃખમાં. ૪
માણેકદાસ એવાનો સંગ મૂકો, હરિ ભજન કદી નવ ચુકો;
એવા માણસને મોઢે થું'કોરે. દુઃખમાં. ૫

---

## ભજન ૩૧ મું.

લોભમાં લાગીરહ્યા લાગીરહ્યા, એવા ચોરાશીના ખાતેજાય વહ્યારે. લો.
દસ મળે તો વીસ લેવા દોડે, સો આવે હજારે ચીત જોડે;
લાખ કરોડની આશા નવ છોડેરે. લોભમાં. ૧
માળા બાંધીને હોંશ ઘણી ભારી, મોટી દુકાનો માંડી હજારી;
મોટા સાહેબોથી કરી બહુ યારીરે. લોભમાં ૨
પારકાં નાણાં લઇ સુખી ફરતા, લેવા દેવાનું ચીત નહી ધરતા;

કાઢી દેવાળું ઝેર ખાઇ મરતારે. લોભમાં. ૩
ગાડી ઘોડાને મોટરો આંણી, ચૌટા વિષે એતો વેચાંણી;
પછે ફજેતી પુરી ફેલાંણીરે. લોભમાં ૪
માણેકદાસ એ લોભ રોગ ભારે, આશા તૃષ્ણા કદી નવ હારે;
સંતોષ રાખેથી હરિ તેને તારેરે. લોભમાં. ૫

---

### ભજન ૩૨ મું

રાગ. નહી કરૂં નહી કરૂં નહી કરૂં રે, દુરીજનીયાંની સંગત નહી કરૂં.

જો ગળો જો ગળો જો ગળોરે, જ્ઞાન હિમાળામાં તમે જો ગળો.
પાંચ વિષયને દૂર કરીને, અવગુણમાંથી તમે તો ટલોરે. જ્ઞાન૦ ૧
સંસાર સુખ દુઃખવંત દીસે છે, ત્રિવીધી તાપમાં શું બળોરે. જ્ઞાન૦૨
મોહ મમતાને મૂકી દઇને, ભકિત ભાવમાં હેતે ભળોરે. જ્ઞાન૦૩
પોતાની કલ્પના તને સતાવે, દુઃખ દળીદ્રને જો દળોરે. જ્ઞાન૦૪
કાયા અમુલ્ય તારી ભારે દીસે છે, પોતાના ઘરમાં વેગેવળોરે.જ્ઞાન૦૫
આરે કાયામાં અમુલખ હીરા, પરખ્યા વિના ભટકી ઢળોરે. જ્ઞાન૦૬
માથા સાટે મોંઘી વસ્તુ મલે છે, વાવ્યા વિના ખેતી શું રળોરે.જ્ઞાન૦૭
છેલ્લો અવસર તારો એળે જાય છે, માયા દેખીને તમે કાં ચળોરે.જ્ઞા૦૮
માણેકદાસ કહે દાવ છે રૂડો, ભક્તિનો મારગ છે મોકળોરે જ્ઞાન૦૯

---

### ભજન ૩૩ મું.

રાગ ઉપરનો પદ ૨.

જાય છે જાય છે જાય છેરે, તારી જૂવાની એળે જાય છે.
શુભ વિચાર તેં છેટે મેલ્યા છે, અશુભ વિચારમાં લોભાય છે રે. તા૦૧
ઘડીપલક સતસંગ નવ કીધો, ગપ્પાં માર્યામાં દહાડા જાયછેરે. તા૦૨
મોટા કુળનું રહ્યું અભિમાન તારે, આબરૂને ડુંગરે તું ધાયછેરે. તા૦૩
મન ચંચળ તારૂં ભટકી મરે છે, ફોગટ ફેરો તારો થાય છેરે. તા૦૪
જુવાનીના જોરમાં ફરે મદમાતો, ફજેતી તારી ફેલાય છેરે. તા૦૫
સોળ સંસ્કાર કરી બેઠો ઠેકાણે, ઘડપણની વખત થાયછેરે. તા૦૬

માળા લઈ તું ભજવાને બેઠો, શરીર બધું કંપાય છેરે. તા૦૭
જમડે આવી તને ઘેરીજ લીધો, ધન માલ તારૂં લૂંટાયછેરે. તા૦૮
માણેકદાસ કહે અભાગી નર એ, ચોરાશીના ખાતે ભટકાય છેરે.તા ૦૯

---

ભજન ૩૪ સું.

રાગ. ઉપરનો પદ ૩.

સાર છે સાર છે સારછેરે, સાચી ભક્તિ કર્યામાં સાર છે.
મનની મલીનતા દૂર કરીદો, માથે ચોરાશીનો ભાર છે રે. સાચી૦૧
અવર દેવની આશા કરીશ માં, મોક્ષ દેનાર તો મોરાર છેરે. સાચી૦૨
સંસાર સુખ છે સ્વપ્ના સરીખું, જન્મ મરણનો માર છેરે. સાચી૦૩
અવિદ્યાનું મૂળ તું બાળીજ નાંખજે, અવગુણ રાખ્યાથી તારી હારછેરે.૪
મનુષ્ય દેહ તારો એક વખત છે, ફરીથી આવ્યા નીવાર છેરે. સાચી૦૫
આત્મબ્રહ્મ તું ઓળખીને લેજે, ત્યાં તારો જોજે રણુકાર છેરે. સાચી૦૬
વસ્તા શહેર ઉજડ કરી નાંખો, ઉજડવસેથી તારો તાર છેરે.સાચી૦૭
પિંડ બ્રહ્માંડમાં વાલો રહે છે, ખોલી જુઓ માંહે આકાર છેરે.સાચી૦૮
માણેકદાસ એ સત્યનો છે બેલી, એને ભજ્યાથી ભવપાર છેરે.સાચી૦૯

---

ભજન ૩૫ સું.

રાગ ઉપરનો પદ. ૪

દેશમાં દેશમાં દેશમાંરે, આપણુ આવ્યા બધા આંણુ દેશમાં.
કોલ કરી ગર્ભમાંથી તું આવ્યો, માયાની રમતમાં રમેશમાંરે. આ૦ ૧
શરીરરૂપી ઘર ભાડે લીધું છે, શુભ આચરણને ખુવેશમાંરે. આ૦ ૨
લોક નીંદે તેને નિંદવા દેજે, ભક્તિભાવ તારો છોડેશમાંરે. આ૦ ૩
સત્ય વસ્તુને સાથે તું લેજે, સંત સેવાને વિસારેશમાંરે. આ૦ ૪
બાળકરૂપ તું થઇને રહેજે, અનેક જીવોને નડેશમાંરે. આ૦ ૫
પોતાનો આત્મા પરની બરોબર, રૂડું કર્યાની રીત મેલેશમાંરે આ૦ ૬
મન માર્યા વગર આરો ન આવે, ત્રિવીધીના તાપમાં બળેશમાંરે.આ૦ ૭
આપણો દેશ રળીઆમણો દીસે, જોયા વીના તું ભટકેશમાંરે. આ૦ ૮
માણેકદાસ કહે દાવ આવ્યો છે, જીતી બાજી હવે હારેશમાંરે. આ૦ ૯

---

## ભજન ૩૬ મું.

રાગ. ધોળ. અનુરૂધજીની ગોડલી. એ,

પ્રથમ પુજું ગુરૂજીને પાય, સનમુખ સાંમા તમે રહેજયો;
મારી ભુલ ભ્રાંતો જે હોય, પ્રેમ કરીને મને કહેજયો.
સંસાર સાગર ઘોર છે રે, માંહી પડયો અવીવેક;
બળ બુદ્ધિ મારી નહી રે, શરણું લીધું તમારૂં તો નેક. સ૦ ૧
કોટી જન્મથી આથડયોરે, ગુરૂવિના દુઃખ અપાર;
વિવેકી કોઇ મળ્યો નહીરે, પડયો માયા ઠેરે અંધકાર. સ૦ ૨
મોહ નિદ્રામાં ઉંઘી રહ્યોરે, આશા તૃષ્ણાની માંય;
મન વરતીતો સ્થીર નહીરે, દુઃખ દરિયામાં ડુબ્યોછું આંય. સ૦ ૩
પ્રેમથકી મને ગુરૂજી મળીયાને, જ્ઞાન આપ્યું છે અપાર;
ગોળી વાગી એના નાંમનીરે, મને હ્રદયમાં ખટકે આ વાર. સ૦ ૪
સંસાર જાળથી મુક્ત કર્યોરે. અંધકાર મૂળ થયું નાશ;
માણેકદાસ નીરભે થયારે, મને અંતરમાં થયો આભાશ. સ૦ ૫

---

## ભજન ૫૭ મું.

રાગ ઉપરનો પદ ૨.

માંરા અંતરના છો આધાર, ભજુંરે પૂરા પ્રેમથી;
હુંતો રાખું મારા હ્રદયની માંહી, હરિવ્રત રાખીશ નેમથી.
આવાગમનું દુઃખ ભારીરે, મનમાં થયો પરીતાપ;
તેની ચિંતા ભારે ઘણીરે, રાત દિવસ જપુંછું તારો જાપ. ભ૦ ૧
અંતર વૈરાગ્ય ભારે ઘણોને, ચીત ના ભળે સંસાર;
સૂરતા લાગી મારી સૂન્યમાંરે, ઉર વાસના ન રહી લગાર. ભ૦ ૨
નિવૃત્તીના નિશાંનમાંરે, ત્યાંતો હમારો છે વાસ;
બ્રહ્મ ખુમારી ચઢી ઘણીરે, આશા તૃષ્ણાનું મૂળ થયું નાસ. ભ૦ ૩
બ્રહ્મઅગ્નીમાં બીજ નાંખીયાંરે, ફરી ઉગે નહી એહ;
તેજમાં તેજ ભળી ગયુંરે, તેનો પાછો કોણ લાવે સંદેહ. ભ૦ ૪
હરખ શોક બે સરખાં થયાંરે, ઇશ્વરી આનંદ સમાય;
માણેકદાસ એવા રૂપમાંરે. તમે ભળજયો સજજન ચીત લાય. ભ૦ ૫

## ભજન ૩૮ મું.

રાગ. ઉપરનો. પદ ૩.

જાગો જાગો સજ્જન તમે રાય, છેલ્લો પોકાર સંતોનો;
હરી ભજવાની રાખો હામ, કેમ થઇ બેઠો દીવાનો.
છેલ્લી બાજી આવી હાથમાંરે, હારસો નહીંરે લગાર;
વખત વીતે દુઃખ ઉપજેરે, પછે સુખ ના મળે તલભાર. છેલ્લો૦ ૧
દહાડા પછી દહાડો જાયછેરે, મોત આવે છે નજીક;
ઓચીંતાનો કાળ આવી પહોંચશેરે,તું તો સ્મરણ ભૂલે ન કદીક.છેલ્લો. ૨
હરી ભજયા વીણુ આરો નથીરે, બીજાં સાધને શું થાય;
ઇંદ્રજવ જેવાં વચન માહરાંરે,પીતાં ચોરાશી તાપ ટળી જાય. છે૦ ૩
સગાં સબંધીની સાથમાંરે, ખોયો મનુષ્ય ભવ ગુમાર;
માયાના મોહમાં ફસાઇ ગયોરે;ભૂંડા સીદને થાય છે ખૂવાર.છેલ્લો૦ ૪
માણેકદાસ બાજી માંડીરે, રમવા સહુકો જાય;
અભાગીયા તેમાં હારીયારે,પેલા સૂરવીરની જીતજ થાય. છેલ્લો૦ ૫

---

## ભજન ૩૯ મું.

રાગ ઉપરનો. પદ. ૪

ભક્તિના ભોગી દુનીયામા કોક, બીજા શું જાણે અભાગીયા;
પેલા દુરીજન દુઃખમાં અપાર, માયામાં બહુ વાપીયા.
ટીલાં ટપકાં કરી ઘણા ફરેરે, અંતર વાસના ન જાય;
ઉપરના ભેખધારી અનેકછેરે,તેના ઉરમાં તે જ્ઞાન કેમ થાય. બી૦ ૧
ગુણકા કરે રૂડાં ગાવણાંરે, નરકે જવાનું કર્યું કામ;
તેથી કાંઇ હરિ રીજે નહીંરે, જેને પ્રપંચ ઉપર હામ. બી૦ ૨
પેટને અર્થે ભટકી મરેરે, આશા તૃષ્ણા ન બૂઝાય;
વિવેક વિચાર નથી તેહનેરે, એ તો અધવચમાં લૂંટાય. બી૦ ૩
દોરા ધાગા કરી પેટ ભરેરે. દવા દેવાળાની હામ;
મૂક્તિનો માર્ગ જાણ્યો નહીંરે, રાત દિવસ ઝંખે છે હામ. બી૦ ૪
ઘરનાં ઉઠયાં વનમાં ગયાં ત્યારે, વનમાં ઉઠી લાય;
માણેકદાસ તેને સુખ નહીંરે, હરિ ભક્તિ વીના ફેરો ખાય. બી૦ ૫

---

## ભજન ૪૦ મું.

રાગ. જનુની જીવોરે ગોપીચંદની એ.

અખંડ વૈરાગ્ય જેના અંગમાં, રાત દિવસ ઉદાસજી;
ચીત્ત નહીં ભળેરે સંસારમાં; બીજી વસ્તુની ન આશજી. અખંડ. ૧
નરને નારી તો ગમે નહીં, નહી સુખનો વહેવારજી;
એક સ્થળે તે તો બેસશે, સ્મરણ ધ્યાન ઉચ્ચારજી. અખંડ. ૨
હું ને મારૂં કાંઇ દીસે નહી, નહી દીસે સંસારજી;
મિથ્યા કલ્પના કરે નહી, મારી મમતા તે વારજી. અખંડ ૩
બાજી ખોટીરે જોઇને, ટળ્યો તેનો અભિમાનજી;
અંતર વાસના રાખે નહી, ગુરૂજ્ઞાનથી થઇ સાંનજી. અખંડ ૪
દુનીયામાં એ તો ગાંડો ફરે, કોઇ સાથે નહી વાતજી;
નજરે દેખે એક રૂપને, નહી જૂવે જાત ભાતજી. અખંડ ૫
પોતાનું ઘર તો તેને જડયું, નહી ભૂલે એનો દેશજી;
લગ્ની લાગી એના નામની, શ્વાસોશ્વાસ ઉચ્છેશજી. અખંડ ૬
નીરભેની નોબતમાં ચઢયો, તેને ફીકર શેની હોયજી;
આવાગમન દુઃખ ટાળીયું, પૂરણ પદવી પહોંચાયજી. અખંડ ૭
સમજુ નર તમે સમજજો, અણસમજુને શું કહીયેજી;
માણેકદાસની વિનતી, અંતર વૈરાગ્ય લીયેજી. અખંડ ૮

---

## ભજન ૪૧ મું.

રાગ. ઉપરનો પદ. ૨

સતસંગ માંહે સાર છે, તમો કરજો વિચારજી;
નિરભે નિશાંને ત્યાં બેસજ્યો, મોક્ષ મલે તેની વારજી સતસંગ. ૧
સતસંગથી સંત નિર્મળા, અંતઃકરણ શુદ્ધ હોયજી;
કુબુદ્ધિ કટક નહી વાપશે, તેનો અધિકારી કોયજી. સતસંગ. ૨
સંગતે ગુણ તો ઉપજે, સંગતે ગુણ જાયજી;
સારી સ્થિતીના માનવી, શુભ ગુણને ચ્હાયજી. સતસંગ. ૩
હંસ મોતીનો ચારો ચરે, તેને બીજો નહી ભાવજી;

માન સરોવરમાં તે જશે, એનો ત્યાંહી સમાવજી. સતસંગ. ૪
બગલાને એતો ગમે નહી, તેનું ચીત્ત માયા માંયજી;
કુડ કપટની પંચાતમાં, તેનો આનંદ ત્યાંયજી. સતસંગ. ૫
નિર્મળ બૂદ્ધિથી બેસજ્યો, વિકાર મેલો તમે દૂરજી;
અખંડ સુખ રહ્યું એહમાં, વરસે ત્યાં નિર્મળ નૂરજી. સતસંગ. ૬
અંતર ઘાવ લાગ્યા હરિતણા, તેને શુદ્ધ નહી હોયજી;
મનવૃતિ ત્યાં સ્થિર રહી, મારી મમતાને ખોયજી. સતસંગ. ૭
અખંડ ખૂમારી રહે અંગમાં, ઉર આનંદ અપારજી;
માણેકદાસ એવા સંગમાં, વાસ કરીએ એ વારજી. સતસંગ. ૮

---

## ભજન ૪૨ મું.

રાગ. ઉપરનો પદ. ૩

બલીહારી ગુરૂદેવને, જેણે આપ્યું મને જ્ઞાનજી;
અંતરની ટાટી ખોલી દીધી, ભાણુ ઉદય તે વાંનજી. બલીહારી૦ ૧
નેત્ર અંતઃકરણ ઉઘડયાં, દર્શન આપો આપજી;
અકલ નિરંજન ત્યાં ઓળખ્યા, ટળ્યો ત્રિવીધીનો તાપજી. બલીહારી૦ ૨
કોટી જન્મની કલ્પના ટળી, માર્યો માંહેલો મેંવાસજી;
અહંકર્તા તો ઉઠી ગયો, બૂદ્ધિ નઠારી નાસીજી. બલીહારી૦ ૩
ગુરૂ ગમનની ખબર પડી, ચીતવૃતી રહી સ્થીરજી;
સૂરતા પોંચી અખંડ સૂન્યમાં, મારી મમતા મન ધીરજી. બલીહારી૦ ૪
અડસઠ તીર્થ ગુરૂ શર્ણુમાં, બાહેર દોડે શું થાયજી;
ઘરને આંગણે ગંગા રહી, મૂરખને ન દેખાયજી. બલીહારી૦ ૫
દારૂણ દુઃખ સંસારમાં, ઘડી પળ સુખ નવ હોયજી;
ગુરૂગમ વીના દુઃખ ભોગવે, તેને ઉગારે ન કોયજી. બલીહારી૦ ૬
સાચા ગુરૂને સેવતાં, અમર થાશે એ આંયજી;
જન્મમરણની આપદા; ટળીગઇ તેને ત્યાંયજી. બલીહારી૦ ૭
શિવ વિરંચી ગાઇ ગયા, હરીના જશ બહુ ત્યાંયજી;
માણેકદાસ એવા ગુરૂ મળે, ફિકર તેને નવ કયાંયજી. બલીહારી૦ ૮

---

### ભજન ૪૩ મું.

રાગ. ઉપરનો પદ. ૪

ભક્તિ મોટું રે સાધન છે, જાણે વિરલો કોયજી;
મુસ્તક મેલી તે હોરશે, પુંઠ વાળી ન જોયજી. ભક્તિ૦ ૧
પાંડવ હુતા મહા પ્રાક્રમી, તેને ભક્તિનો આધારજી;
દુષ્ટ દુર્યોધન કેડે પડયો, ટેક ચુકી ન લગારજી. ભક્તિ૦ ૨
દૈત્યકુળમાં પ્રલ્હાદજી, રામ ભજ્યા તેણીવારજી;
અગ્નિમાં તેને નાંખીયો, ડરીયો તે ન લગારજી. ભક્તિ૦ ૩
નરસિંહ મેતો પૂરણ ભક્ત છે, તેણે સમર્યા શ્રીરાંમજી;
મંડળી કે કોપ ભારે કર્યો, હાર આપ્યો તે ઠાંમજી. ભક્તિ૦ ૪
મીરાં હતી મહા ભક્તિમાં, રાંણે બહુ દુઃખ દીધુંજી;
વિષના પ્યાલા રાંણે મોકલ્યા, હરિએ અમૃત કીધુંજી. ભક્તિ૦ ૫
મહા અધર્મી એક ગુણકા, રહેતી વિષય મોજાર ;
એક વચને તે ચેતી ગઇ, રામ ભજી ઉતરી પારજી. ભક્તિ૦ ૬
કાશી માંહે કબીરજી, ભક્તિ કીધી અપારજી;
ભીડ પડે વાલો આવીયા, પોઠ લાવ્યા તેણે વારજી. ભક્તિ૦ ૭
અનેક ભકતોનાં કારજ કર્યાં, કહેતાં નાવે કંઇ પારજી;
માણેકદાસને આશરો, ગોવિંદ નામનો આધારજી. ભક્તિ૦ ૮

---

### ભજન ૪૪ મું.

રાગ દાદરો. ગરજવીના ગુરૂ કરે જ્ઞાન નાવડે. એ.

જો ગુરૂનું જ્ઞાન તારા હૃદયમાં ઠરે, કોટી જન્મના તો દોષ પળમાં હરે.
વીના વૈરાગ્ય ચીત્ત વીના ભક્તિ ના ફળે;
જયારે અનુભવ આવે ત્યારે દુગ્ધાઓ ટળે. જો૦ ૧
મોહપાસમાંહે બહુ તૂજ આથડે;
વિવેક વિચાર વીના ખરી વસ્તુ ના જડે. જો૦ ૨
ખોટો ડોળ રાખી તું તો ભેખમાં ભળે;
અંતર હરીને ઓળખ્યા વીના વસ્તુ ના મળે. જો૦ ૩
દેખ્યાદેખી કરે તેમાં કારજ ના સરે;

એક ધણીને ઓળખ્યા પછે ત્યાંતો તું ઠરે. જો૦ ૪
માણેકદાસ ઓળખી બેઠા હૃદયમાં ઠરે;
કાળતણા ભત્રથી હવે શીદને ડરે. જો૦ ૫

---

### ભજન ૪૫ મું.

રાગ. ઉપરનો. પદ. ૨.

છેલ્લો અવસર આવ્યો તારો વીતી જાય છે;
કાળ નજીક આવી તારૂં આયુષ્ય ખાય છે.
જા ગુરૂના શરણે તને જ્ઞાન આપશે;
એક પલકમાં તાહરા તે બંધન કાપશે. છેલ્લો૦ ૧
જન્મ મરણ ક્લેશ તને બહુ સંતાપશે;
તક ચૂકે તો પાછો અહીં ફેરો આપશે. છેલ્લો. ૨
પૂર્વ જન્મ પૂન્ય તારૂં નીશ્ચે જાણજે;
વિવેક વીચાર કરી જ્ઞાન માણજે. છેલ્લો. ૩
સંસારરૂપી વનમાંહે ભૂલ્યો શું ફરે;
પંથ બતાવી ગુરૂ તારૂં દુઃખ તો હરે. છેલ્લો. ૪
ભજનરૂપી ધન હવે સંગ્રહ કરે;
માણેકદાસ શરણ આવ્યો મોક્ષ તું કરે. છેલ્લો. ૫

---

### ભજન ૪૬ મું.

રાગ. ઉપરનો પદ. ૩

ઓળખી લે તું આતમા વીવેક જો કરી;
હું તું કરી બેઠો તેને મેલજે પરી.
માત નહી તાત એતો નીશ્ચે છે ખરી;
એક ચરાચર આતમામાં સરવે છે હરી. ઓળખી૦ ૧
નામ નહી ઠાંમ નહી જો જો મન કરી;
ઘટમાં તારો રામ બેઠો શોધને જરી. ઓળખી૦ ૨
મૃગ જેમ કસ્તુરી શોધે વનમાં ફરી;
વસ્તુ તારી પાસ રહે છે ખોલજે ઠરી. ઓળખી૦ ૩

જન્મ મરણ નહી તારે દેખને જરી;
શરીર જન્મે મરે છે એ વાત તો ખરી. ઓળખી૦ ૪
માણેકદાસની અરજ તમે હૃદયમાં ધરી;
એક આત્માને ઓળખ્યા પછી બેઠા ત્યાં ઠરી. ઓળખી૦ ૫

---

## ભજન ૪૭ મું.

રાગ ઉપરનો  પદ ૪.

તારી કાયામાં બોલે છે તેને દેખને જરી,
મિથ્યા બહાર દોડે મૂરખ આવરદા વહી. તારી૦ એ ટેક.
આશા તૃષ્ણા ન્હોરી બેઠો સુખના ઘડી,
રાત દિવસ ધંધામાં ધાયો બૂદ્ધિ ત્યાં નડી. તારી૦ ૧
વિષય વાસનાનું મૂળ બળ્યું ના જરી,
ફોગટ ફેરો થયો તારો મિથ્યાશ્રમ કરી. તારી૦ ૩
કલ્પવૃક્ષ ઝાડ તળે બેઠો ના ઠરી,
દુઃખ દરિયામાં ગડયો તને શાંતી ના જરી. તારી૦ ૪
પળ પળ આયુષ્ય જા તું તારૂં રેલજેમ વહી;
ઓચીંતાનો કાળ આવી બાંધશે તહીં. તારી૦ ૫
માટે હરીભજન કર કારજ લે કરી,
માણેકદાસની શીખ (માનો) જાશો તો તરી. તારી૦ ૬

---

## ભજન ૪૮ મું.

રાગ તારૂ મારા વીરારે, એ.

આવો આપણ જઇએરે, પ્રભુજીના દેશમાંરે;
મનડું મારૂં તલપી રહ્યું તમ પાસ.
હેતે ને પ્રીતેતોરે હરીગુણ ગાઇશુંરે,
દેખું હુંતો ઘટમાં તેનો આભાશ. આવો૦ ૧
મરજીવા થઇનેરે ભળો સતસંગમાંરે,
ત્યાંતો મળશે અખંડ આનંદ અપાર.

નીરખે થઈનેરે મોજો ત્યાંતો માણીએરે,
વસ્તુ ઓળખાણી હવે આવાર. આવો૦ ૨
અખંડ ખૂમારીરે અંગમાં વ્યાપી ઘણીરે,
રૂવાટાંમાં થઈ રહ્યો રણુકાર;
શુદ્ધી ના રહી મારીરે એક ચીત્ત થઇ રહ્યોરે,
સૂરતા પહોંચી અખંડ સૂન્ય મોઝાર. આવો૦ ૩
આદી મધ્ય અંતે એક અખંડ છેરે,
તેને તમો જો જો કરીને તપાસ;
બાહેર નહી દેખો, ઘટમાં વસ્તુ તે ભરીરે,
ખોલી જોતાં દેખાશે તે તારી પાસ. આવો૦
નીશ્ચે કરી રાખોરે નામના નિશાંણમાંરે,
તેમાં તારૂં સરશે સરવે કાજ;
માણેકદાસની અરજોરે તમે હ્રદયમાં ધરોરે,
ભળશે તારા ત્રિવીધી કેરા તાપ. આવો૦ ૫

---

ભજન ૪૯ મું. રાગ ઉપરનો પદ. ૨.

સવેલાથી ચેતોરે; અવસર વીતી જાયછેરે;
પછી સમજણ નહી આવે તારે કામ.
મૂંડી તો ગુમાવીરે કારજ તારૂં ના સર્યુંરે,
આગળ તને કયાંઇ ના મળશે ઠામ. સવેલાથી૦ ૧
તુંતો પરદેશીરે મૂંડી લઇ આવીયોરે,
વ્યાપાર માંડયો ઉલટો મૂરખ ગમાર;
દેવાળું કાઢીનેરે હારી બેઠો દામનેરે,
ટોટો આવ્યો અનંત ખોટ અપાર. સવેલાથી૦ ૨
બાજી ખોટી માંડીરે રમવાને કારણેરે,
રમતાં રમતાં ઉમર બીતી જાય;
પાછું ફરી ન જોયુંરે ખરા ખોટાનું પારખુંરે;
વિચાર કરજે તુંતો પાછળ પસ્તાય. સવેલાથી૦ ૩

પટેલાઇમાં પૂરોરે પંચાતો તો બહુ કરીરે,
દુઃખી કરતો અનંત જીવ અપાર;
પરનું બુરૂં કરીરે હરખ તને અતી ઘણોરે,
લાંચો લેતાં દયા ન આવી લગાર. સવેલાથી૦ ૪
માટે સત્ય ચાલોરે અસત્યને પરીહરોરે,
ત્યાં નથી કાંઇ પોપાંબાઇનું રાજ;
માણેકદાસ કહેછેરે તાહારા કાજનેરે,
માટે ભજન કરો મળે સુખ ઝાજ. સવેલાથી૦ ૫

---

ભજન ૫૦ મું. રાગ ઉપરનો પદ ૩.

સૂરો પૂરો હોયરે સનમુખ તે વીચરેરે,
મુસ્તક મેલી આગળ જાય તત્કાળ;
પાછું ફરી ન જૂવેરે માયા કેરી જાળમાંરે,
મૂસ્તક પડે ધડ લડે તે વાર. સૂરો૦ ૧
દીપકને પતંગનોરે સ્નેહ અતી ઘણોરે,
સૂરતા જેની લાગી છે દીવા માંય;
પ્રાણ જાતાં સુધીરે ટેક તેતો નવ ચૂકેરે,
અવર જગ્યા મેલી વસે નહી કયાંય. સરો૦ ૨
જલને મીનનેરે પ્રીત બાંધી હેતસુંરે,
રાત દિવસ જલમાં તેનો વાસ;
ઘડી નહી ન્યારોરે આનંદ તેને ત્યાં ઘણોરે,
બાહેર પડે જાશે પ્રાંણ તત્કાળ. સૂરો૦ ૩
ભક્તિનાં લક્ષણ એવાંરે મન સાથે જાણીએરે,
મૂસ્તક મેલી વસ્તુ લીધી છે આવાર;
સૂરતા જેની લાગીરે એક અખંડમાંરે,
તેને નહી માયાનો પાસ લગાર. સૂરો૦ ૪
માટે હરીજનોરે એવા થઇને વીસરેરે,
રાત દિવસ રટો શ્રીરાધાવરરાય;

માણેકદાસ તું સમજેરે ફરી અવસરના મળેરે,
તું તો હવે શીદને ફેરા ખાય. સુરે૦ ૫

## ભજન ૫૧ મું.

રાગ ઉપરનો પદ ૪

મરજીવાની વાતોરે કોના આગળ કીજીએરે,
નથી મળતો આ જગમાં હીતકાર;
દેશની તો વાતોરે દીલ થકી દાખવુંરે,
પ્રેમ થકી ભેટું તેણીવાર. મરજીવા૦ ૧
કુવા કેરી છાયારે કુવામાં સમાંઇ રહીરે,
જેમ મુગો સાકર ખાઇને મલકાય;
આનંદ તેના ઉરમાંરે કોને એતો દાખવેરે,
એ વસ્તુ તો કોઇથી નહીરે કળાય. મરજીવા૦ ૨
જળમાં કમળ રહે છેરે સ્પર્શ તેને ના થતુંરે,
રાત દીવસ જળમાં તેનો વાસ;
ઘડી નહી ન્યારૂંરે બંધનમાં તે તો નહીંરે,
બીજે ઠેકાણે નહી તેની આસ. મરજીવા૦ ૩
એવા હરીજનોરે સંસારમાં રમતા રમેરે,
રાત દિવસ કરે છે રણુકાર;
વૈર નથી વસ્યાંરે સૌ સાથે વાલ છેરે,
નજરે દેખે રામરૂપ નિરધાર. મરજીવા૦ ૪
સાચું સગપણ એ છેરે બેલી તારો કોઇ નથીરે,
તેના સાથે પ્રીત કરોને આજ;
માણેકદાસ ભરપૂરરે કયાંઇ ઠાલોએ નથીરે,
અંતરમાંહે હરી દેખીને ગાજ. મરજીવા૦ ૫

## ભજન ૫૨ મું.

રાગ. ત્રટ જમુનાજીકો તીર બંસી ધુન બાજ રહી—એ.

તું તારૂં સંભાળરે; અવસર તારો વીતીરે જાય. તું તારૂ સંભાળ.
આરે કાયામાં અમુલખ હીરા; કીમત કોઇથી ન થાયરે. અ૦ ૧

સૂરા હોગે તે ઓળખી બેઠા; અભયપદમાં સમાયરે. અ૦ ૨
કાયરનું એ કામ નથીને; સૂરા સનમૂખ કોઇ થાયરે. અ૦ ૩
મરજીવા કોઇ મોતી લીધાં; કાયર ડુબી જાયરે. અ૦ ૪
આ દુનીયામાં મોટો મનુષ્ય દેહ; તેમાં તરવાનો ઉપાયરે. અ૦ ૫
આરે કાયા છે ફુલ કેરીવાડી; પળમાં સૂકાઈ તે જાયરે. અ૦ ૬
તારી કાયાની કીંમત ના સમજો; મળમુત્રમાં રગડાયરે. અ૦ ૭
હજુ મૂરખ તું ચેત સવેલો; હરી ભજ્યાથી મોક્ષ થાયરે. અ૦ ૮
માણેકદાસની શીખ માનોતો; ચોરાશી તાપ બુજાયરે. અ૦ ૯

---

## ભજન ૫૩ મું.

રાગ. ઉપરનો પદ ૨.

આવા ગમન દુઃખ દાઇરે, ચેતો કોઇ ચેતનહાર.
ભરમાયો તું તો માયા દેખીને, વીજળીના ચમકારરે. ચેતો૦ ૧
આરે કાયા મળમૂત્ર જેવી, હાડ માંસ લોહી ધારરે. ચેતો૦ ૨
ધન જોબનની મોટાઇ તારે, વીખરાતાં નહીં વારરે. ચેતો૦ ૩
આરે દુનીયામાં કોઇ નથી તારૂં, સગાં કુંટબ પરીવારરે. ચેતો૦ ૪
ગુરૂ વીના તારૂ કોણુ છે બેલી, તેની સંગાતે કર પ્યારરે. ચેતો૦ ૫
વેગે ઉપાયથી ચેતી લેજે, પળનો ભરૂંસો નહી ધારરે. ચેતો૦ ૬
આ શરીર છે પાંચ તત્ત્વનું, તેમાં મૂરખ તું વિચારરે. ચેતો૦ ૭
કલ્પીત માત્ર નામ તારૂં છે, નહીં તેમાં કાંઇ સારરે. ચેતો૦ ૮
માણેકદાસ કહે હરી ભજોતો, વેગે ઉતરો ભવ પારરે. ચેતો૦ ૯

---

## ભજન ૫૪ મું.

રાગ ઉપરનો પદ ૩.

આત્મા અખંડ અવીકારરે, જોજે તુંતો મનમાં વીચારી.
દેહનો જન્મ દેહનો મરણ, તુંતો રહ્યો નીર્વીકારીરે. જોજે૦ ૧
પૂણ્ય પાપનો તારો દેહ બન્યો છે, તેમાં તને છે દુઃખ ભારીરે. જોજે૦ ૨
બ્રહ્મસ્વરૂપથી આત્મા આવ્યો, ઘર ભૂલ્યો છે માયા ધારીરે જોજે૦ ૩
કોટી કલ્પનું અજ્ઞાન તારે, મૂંડી ગુમાવી બેઠો હારીરે. જોજે૦ ૪

તારો દેશ રળીઆમણો દીસે, તેને ભૂલ્યો અહંકારીરે. જોજે૦ ૫
સગાં સહોદર નાર સંગાતે, શીદ થાએ તું ખૂવારીરે. જોજે૦ ૬
સવ સૃષ્ટીએ કુટુંબ તારો, એક દેશના છે વેપારીરે. જોજે૦ ૭
જા ગુરૂ શરણે હેત કરીને, વેગે લેશે તને તારીરે. જોજે૦ ૮
માણેકદાસ કહે ભક્તિ કરોતો, મોક્ષની મળશે બારીરે. જોજે૦ ૯

---

## ભજન ૫૫ મું.

મૂંડી ગુમાવી તેં આવારરે, તુંતો પરદેશી વેપારી.
વેપાર માંડયો ઉલટો મૂરખ, ખળે ખબર થાસે તારીરે. તુંતો. ૧
કામક્રોધ જેવા નોકર રાખ્યા, મોહમદ છ કારભારીરે. તુંતો. ૨
મનનો રાજા હુકમ કરે છે, દશ ઇન્દ્રીયો વ્યભીચારીરે. તુંતો. ૩
નફા ટોટાનો મેળ ન મેળવ્યો, આખર થયો છે ખુવારીરે. તુંતો. ૪
ભક્તિ શ્રદ્ધાની દુકાન માંડજે, માલભરજે સુભ કારીરે. તુંતો. ૫
ક્ષમા સંતોષી નોકર રાખજે, વિવેક વિચાર જમાદારીરે. તુંતો. ૬
ચોખ્ખું ખાતું કરી તું રાખજે, લેખાં લેશે મુગટ ધારીરે. તુંતો. ૭
સરભર ખાતું પુરૂરે થાસે, ફરી નહી આવે દેહ તારીરે. તુંતો. ૮
માંણેકદાસ એવા નર કોઇક છે, ભક્તિના અધિકારીરે. તુંતો. ૯

---

## ભજન ૫૬ મું.

રાગ. ઉપરનો. પદ. ૫.

મેં વહેવાર બાંધ્યો તારોરે, સામળીયાથી પ્રીતજ કરી.
વ્યાપાર કરવા સૌકો આવે, ઉર આનંદ બહુ ભરીરે. સા૦ ૧
ત્રીવીધી તાપ વડે બળે છે પ્રાંણી, અંતર આત્મા ઠરીરે. સા૦ ૨
પ્રેમ ભક્તિ તો મુજને ભાવે, બીજી વસ્તુ મેલી પરીરે. સા૦ ૩
રામનું ધન મારે માલ ખજાના, ભંડાર ભરપૂર ભરીરે. સા૦ ૪
એ ધનના કોઇ ભોગી થાસો, જાસો સંસાર તમે તરીરે. સા૦ ૫
જેણે ભર્યું ધન રામનામનું, ખુટશે નહીં એનું જરીરે. સા૦ ૬
બીજો વહેવાર મારે કામ ન આવે, બહુ કુટાયો ફેરા ફરીરે. સા૦ ૭

એવી ભક્તિના વિરલા ભોગી, ઠરીને બેઠા હવે ઠરીરે. સા૦ ૮
માણેકદાસ ચરણનો સેવક, અરજ મારીતો રૂદે ધરીરે. સા૦ ૯

---

### ભજન ૫૭ મું. રાગ ઉપરનો પદ ૬.

નમીયા સોનર મોટારે, હરી તેની વારેરે ધાયા.
પ્રલ્હાદ ભક્તની નમ્રતા મોટી, અભય પદમાં સમાયારે. હરી૦ ૧
હરીશ્ચંદ્રરાયે સત્ય ન મેલ્યું, અંત વખત પ્રભુ આવ્યારે. હરી૦ ૨
નાંમા ભકતપર બાદશાહ કોપ્યો, ગાયજીવાડી એ બચાવ્યારે. હરી૦ ૩
દાંમા ભકતે ભંડારો લુટાવ્યો, વીઠીયો ચમાર થઇ ઉજાયારે. હરી૦ ૪
નળરાજા જેની દમયંતી રાણી, દુઃખ વેઠી સૂધારી કાયારે. હરી૦ ૫
નીચ જાતી અજામેલ છે પાપી, નામ સમરતાં જમ ભાગ્યારે. હરી૦ ૬
સદનો કસાઇ પૂરણ ભક્ત છે, ત્રાજવે સામળીયો તોલાયારે. હરી૦ ૭
મોરૂધ્વજ રાજા મહા સત્યવાદી, કરવત માથે તો મેલાયારે. હરી૦ ૮
એવા નર એતો હરીને ગમીયા, માણેકદાસ મન ભાવ્યારે. હરી૦ ૯

---

### ભજન ૫૮ મું.

રાગ. પડવેની પડપ્રીત ઘટમટ ભૂલીરે. એ રાગ.

પાપ કરમની રીત, સરવે મેલોરે;
ગુરૂ જ્ઞાન કુંચી લેઇ હાથ, અંતર ખેલોરે.
અમુલ્ય વસ્તુ ભરી માંય, જોજે તપાસીરે;
તારા ઘટમાં જોઇશરામ, સરવે પ્રકાશીરે.
તારા પૂરવનું તો પૂણ્ય, સહેજે પ્રગટશેરે;
હવે ચેતીલે આણીવાર, દુઃખ તારૂં હળશેરે.
તારા અનેક જન્મના દોષ, ટાળી દેજેરે;
સત્ વચન ઉપર વિશ્વાસ, રાખી લેજેરે.
સંસાર સુખ દીસે છે, સ્વપ્ના જેવુંરે;
એતો અલ્પ સુખ જણાય, વીખડા જેવુંરે.
હવે કરીલે તુંતો હેત, હરીના સાથેરે;

તારા બળશે ત્રિવીધી તાપ, બાજી હાથેરે.
હરી સ્મરણનું તે ધ્યાન, હવે ધરજેરે;
તારૂં જન્મ મરણ મટી જાય, એવું કરજેરે.
રૂડો મળ્યો મનુષ્ય અવતાર, ફરી નહી આવેરે;
માણેકદાસ કહે આવાર, ફેરો ગુમાવેરે.

---

**ભજન ૫૯ મું. રાગ ઉપરનો પદ ૧.**

તારા મનને મારી નાંખ, સુખ તને મળશેરે,
તારા અનેક જન્મનાં દુઃખ સ્હેજે ટળશેરે.
તારી કુડ કપટ પંચાત, સરવે મૂકેરે;
મળ્યો અમુલ્ય મનુષ્ય અવતાર, અવસર ચૂકેરે.
હીરો આવ્યો છે તારે હાથ, પરખે પ્રાણીરે;
એને ઓળખ્યો નહીં લગાર, મૂરખ જાણીરે.
તુંતો અનેક જન્મના ભોગ, બહુ ભોગવીઓરે;
તોય વિષય ઉપર ઘણી પ્રીત, ભાવ ન ટળીઓરે.
તારા ખટશત્રુને કાઢ દુઃખ તને આપેરે;
તારા વૈરી રહ્યા ઘટમાંય, બહુ સંતાપેરે.
સમજણ નહીં તને લવલેશ, સંગત ખોટીરે;
તને જરા ન આવી શાંત, દુઃખમાં દોટીરે.
સજ્જન પુરૂષનો સંગ, વેગે કરજેરે;
તારા ભવનાં દુઃખડાં જાય, સુખે ફરજેરે.
એક રામનામનો જાપ અંતર જપજેરે;
માણેકદાસનું વચન વિચાર ઉર મંડપજેરે

---

**ભજન ૬૦ મું.**

રાગ ઉપરનો પદ. ૩.

હરી ભજનવિના તેં આજ, વરસ ગુમાવ્યાંરે,
છૈયાં છોકરની સંગાત, આનંદમન ભાવ્યાંરે.

આશા તૃષ્ણા રહી અપાર, સંગત ખોટીરે;
પીવાં ઝાંજવાનાં જળ, જેમ દેશે દોટીરે.
સ્વપ્નામાં દેખ્યું હોય, એ તો ખોટુ રે;
જાગી જોતાં કંઇ ન જણાય, એ પરપોટું રે.
હવે તું તારૂં સંભાળ, આળસ મૂકી રે;
ઉઠ અચેત લૂણુ હરામ, અવસર ચૂકી રે
આ કલ્પમાત્ર સંસાર, નજરે આવે રે;
તેમાં હું તું નહી લગાર, એક દર્શાવેરે.
એક અખંડ ભર્યો ભરપુર, ક્ષણું નહીં ઠાલીરે;
જડ ચેતનમાં પ્રકાશ; નજરે નીહાળીરે.
ગુરૂ જ્ઞાનથી નજરે દેખ, અંતર જોજોરે;
એક ઇશ્વરરૂપ દેખાય, મનમાં મોજોરે.
પાંણી પેલી બાંધી લે પાળ, નીર વહી જાશેરે;
માણેકદાસનું વચન વીચાર, કારજ થાસે રે.

---

## ભજન ૬૧ મું.

રાગ. ઉપરનો. પદ, ૪

એક દડી પટી મેદાનમાં, કોઇ ખેલોરે;
ઉઠો હરીજન ખેલો આજ, અવસર છેલ્લોરે.
દડી ત્રિગુણ માયાથી ગુંથાઇ, રચી અતિભારીરે;
તેમાં રચી ઇંદ્રીયોદશ, તત્ત્વ વિચારીરે.
તેજ પૃથ્વી વાયુ આકાશ, જળ રચ્યો એવોરે.
માંહી ચેતન હંસો જીવ, રચ્યો છે તેવોરે,
એને પાપ નહીં કાંઇ પૂન્ય, નજરે દેખોરે;
એક અખંડ બ્રહ્મ સ્વરૂપ, આત્મા લેખોરે.
તારા અંતરના અંધકારથી, નત્ર દેખેરે;
તને સતગુરૂ મળે દલાલ, વસ્તુ પેખેરે.
આ માયા છે મોટું વન ભૂલવણી ભારીરે;
તેમાં ભૂલ્યા પડયા અનેક, મળી નહી બારીરે.

તું તો અનેક જન્મ સંસાર, માંહી લપટાયોરે;
તેમાં નીકળ્યાનો ઉપાય તને નહી ફાવ્યોરે.
ગુરૂ વચન રાખો ઘટમાંય, જન્મથી ટળશેરે;
હદ જીતીલ્યો માણેકદાસ, તમેતો ઠરસોરે.

---

### ભજન. ૬૨ મું.

રાગ ઉપરનો પદ. ૫

ત્રીસ લક્ષણ છે શુભ, સંતનાં સુખકારી રે;
તેના અધિકારી વિરલા કોઇ, મનમાં વિચારીરે.
દયા ધીરજ દીનતા, પાર ક્ષમા વંતોરે;
નીરલોભ શોક અક્રોધ, વીવેક સંતોરે.
શશીસમ શીતળ સ્વભાવ, પરધન મેલીરે;
સંતોષ રાખે અપાર, પરનારી ઠેલીરે.
હુંપદ નહીં બહુ વીચાર, નીરમાં ન રહેશેરે;
મુખે પોતાનાં કદી વખાંણ, એ નહીં કરસેરે,
શ્રવણ કીરતનનો ભાવ, સ્મરણ કરશેરે;
ગુરૂશેવા ઉપર પ્રીત, વંદન ધરશે રે.
અરચન ભકતી છે દાસ, મન ભાવેરે;
સખાભાવ રહ્યો મનમાંય હરીગુણ ગાવેરે.
આત્મા નિવેદન ભાવ, બહુ પ્રકાશેરે;
પ્રેમ લક્ષણ આનંદકાર, પવીત્રાઇ પાસેરે.
ગુરૂ જ્ઞાન રહે છે અપાર, એ મન મુખીયોરે;
માણેકદાસ એવા ગુણ હોય, સદાયે સુખીયોરે.

---

### ભજન ૬૩ મું.

રાગ, સતગુરૂ મુજને કીધી ભારી સહાય ઓળખાવ્યો નીજ આત્મારે. એ

તું તો આવ્યો પરદેશી મેમાન, મૂસાફરી રૂડી કરજેરે;
આળસ મેલી ઉઠ તું ગુમાર, અવસરને ઓળખી ફરજેરે. તુંતો. ૧
ગુરૂ શબ્દનું જ્ઞાન રૂદે રાખ, અંધકાર તારો ટળીજશેરે;

ચિત્ત વૃતી રાખે તું તો સ્થીર, અંતરની ગાંઠો ગળીજશેરે. તુંતો. ૨
મનને મારી નાંખે તું આવાર, આશા તૃષ્ણાને ટાળજેરે;
તારા ઘરનો કરજે તું તપાસ, બીજી વસ્તુને બાળજેરે. તુંતો. ૩
ખેપ કરીને ખોળી કાઢે આંય, વસ્તુતો તારી દેહમાંરે;
કોટી જન્મનું અજ્ઞાન છે ઘટમાંય, ઓળખીયા નહી જેહમાંરે. તુંતો. ૪
તેને હવે કરજે સતસંગ, નિર્મળ બુદ્ધિ થાય તાહરીરે;
તેના સંગ સુખ રહ્યું છે અપાર, ગુરૂ ઘરની ચઢજે પાયરીરે. તુંતો. ૫
અંતર વાસના ટાળો આંણીવાર, ત્રિવીધી તાપ નેટશેરે;
માણેકદાસનું વચન રૂદે રાખ, મૂસાફરી તારી ફેટશેરે. તુંતો. ૬

---

## ભજન ૬૪ મું. રાગ. ઉપરનો પદ ૨.

છેલ્લો અવસરતારો તું સંભાળ, ફરીથી નહી આવશેરે;
અવસર ચુકે નહીં સરેકાજ, આવેળા તારો દાવ છેરે. છેલ્લો. ૧
ચૂપ કરીને ચેતીલો આવાર, નિંદ્રાથી તુંતો ભાગજેરે;
અનેક જન્મથી મોહ્યા માયામાંય, ચેતીને હવે ભાગજેરે. છેલ્લો. ૨
કુડ કપટને કાઢેથી સુખ થાય, અંતર વૈરાગ્ય રાખજેરે;
તેથી તને શાંતિ મળશે આંય, અમૃત રસ ચાખજેરે. છેલ્લો. ૩
અમર થયાનું પુરૂં છે એલાંણુ, ફરી નહીં આવે દેહધીરે;
તેનો આનંદ છે અપાર, વેમાંને જોશો વેગે ચઢીરે. છેલ્લો. ૪
બ્રહ્મ સ્વરૂપમાં મળ્યા નર જેહ, અવસર તો તેનો સુધર્યોરે;
તેનો અધિકારી કોઇ સંત, અમુલખ હીરો પારખ્યોરે. છેલ્લો. ૫
છેલ્લી શિખમણ રૂદેરાખો, સંતોનો પોકાર સાંભળોરે;
માણેકદાસ કહે ચેતીલ્યો આવાર, ત્રિવીધી તાપે શીદ બળોરે. છેલ્લો. ૬

---

## ભજન ૬૫ મું. રાગ. ઉપરનો. પદ ૩.

ગુરૂજી મૂજને આપ્યું અવીચળ જ્ઞાન, અંતરના પડદા ખોલીયારે;
મહેર કરીને મોહન ઓળખાવ્યા, સુખના સમુદ્ર ઉછળ્યારે. ગુરૂજી૦ ૧
સૂરતા મારી પહોંચી અખંડમાંય, શુન્ય શીખડ ઘઢ બાંધીયુંરે;
મનની ભ્રમણા ભાગીછે આ વાર, નિશ્ચેના નામે સાંધીયુંરે. ગુરૂજી૦ ૨

કોટી જન્મની કુમતિતો કાપી, સત બુદ્ધિ અંગે વ્યાપી છેરે;
અહંકર્તાનો થયો છે અભાવ, બૂદ્ધિ નઠારી કાપીછેરે. ગુરૂજી૦ ૩
દ્રષ્ટપ્રદાર્થ ખોટો દીસે આજ, આત્મા અખંડી એકછેરે;
જ્યાં જોઉં ત્યાં દેખું એનું રૂપ, સાચી ભક્તિની ટેકછેરે. ગુરૂજી૦ ૪
પુર્વજન્મની પ્રીતો પ્રગટી આંય, વસ્તુતો આવી હાથમાંરે;
દુઃખદરિયાનો ટળી ગયો સંતાપ, સંગ કરવો એના સાથમાંરે. ગુ૦ ૫
હવે ન ભૂલું કદીએ એનું નામ, આઠે પહોર હું ઉચરૂંરે;
માણેકદાસને આનંદ છે અપાર, સમુદ્ર હુંતો સ્હેજે તરૂંરે. ગુ૦ ૬

---

### ભજન ૬૬ મું. રાગ ઉપરનો પદ ૪.

ભક્તિ મોટું સાધન છે અપાર, બીજાં સાધન નકામનાંરે;
તેનો મહિમા ગાય વેદ પૂરાણ, સાધન છે સાચા સામનાંરે. ભ. ૧
તેથી વાલો રીજે છે અપાર, ઉંચ નીચ એ નથી દેખતોરે;
હરી ભજે તે હરીનો કહેવાય, સાચો છે જેને નેકતોરે. ભ. ૨
પાંડવ હતા મોટા રાજકુમાર, ભક્તિ કીધી નેહથીરે;
સામળીઓ તો રથ ઉપર અસ્વાર; વાસીદાં વાળ્યાં દેહથીરે. ભ. ૩
સતયુગ રૂષી રહેતા બહુ અપાર, ધ્યાન ધરી બેઠા વનમાંરે;
ભાવ દેખ્યો ભીલડીનો ત્યાંય, બોર ખાધાં છે મગનમાંરે. ભ ૪
અધાત પ્રેમ કરમાંનો જણાય, ખીચડો આરોગ્યો પ્રેમથીરે;
કોઇ સતીને દરસણ ના દેવાય, ગુણકા ઘેર જાએ નેમથીરે. ભ. ૫
અનેક ભક્તનાં કારજ કર્યાં આંહી, પ્રેમના વશ વાલો થાયછેરે;
માણેકદાસ એવા સંતોનો દાસ, હેતે કરીને ગાયછેરે. ભ. ૬

---

### ભજન ૬૭ મું.

રાગ—જાણી જાણી મેં તો જાણીરે—એ.

પાપી પંચાતમાં પૂરારે, માયામાં લપટાણા;
ભૂંડુ કરવામાં છે સૂરારે, માયામાં લપટાણા.
સંત દેખીને રીસ કરે છે, જેમ ઘુવડ બોલે ઘુરારે. માયામાં. ૧
ચોટે બેશીને દોષ જૂવે છે, નિંદા કરવામાં છે પૂરારે. ,,

નાટક ભવૈયાનો નૃત્ય દેખે છે, હરી ભજનમાં મહુરારે, મા૦ ૩
રૂડું કરવાની રીતના સમજે, ધર્મ કાર્યમાં અધુરારે. „ ૪
માયા દેખીને એ મસ્ત ફરે છે, સંત દેખી રહે દુરારે. „ ૫
નિર્લજ વાતોમાં હોંશ ઘણેરી, ગીત ગાવામાં મંજૂરારે. „ ૬
અંતડ ઉંડી કાતી ભરી છે, મૂખે વાંણી છે મધુરારે. „ ૭
નખ શીખ સૂધી પાપ ભર્યું છે, વિષય માંહે ભરપૂરારે. „ ૮
સંત શિખામણ કાને ન સૂણે, ચોરાશીમા ભટકુરારે. „ ૯
માણેકદાસની સીખ માંનો તો, હરી ભજન રાખો ઉરારે. „ ૧૦

---

## ભજન ૬૮ મું.

રાગ. ઉપરનો પદ. ૨

અજ્ઞાની અવગુણ ભારીરે, હું પદ માંહી ફરે છે.
સંગત એને નઠારીરે „
દેવ દર્શનથી વેગળો રહે છે, ધંધામાં ઝંખના ભારીરે. હું પદ. ૧
આશા તૃષ્ણામાં પૂર્ણ ભર્યો છે, દુઃખ દરિયામાં દુખારીરે. હું પદ. ૨
ઘરમાં દેવાળાંની ધૂણજ પેઠી, ધૂણેછે નર અને નારીરે. હું પદ. ૩
ખાવાપીવાનું સારૂં જોઈએ છે, કજીઓ આરંભે છે કારીરે. હું પદ. ૪
જૂઠું બોલ્યાનું તો જોરજ ભારી, લાંચો માંહે હોંશીઆરીરે. હું પદ. ૫
કથા શ્રવણ કદી નવ કરતો, ભૂંડી વાતો લાગે પ્યારીરે. હું પદ. ૬
અનેક જન્મનાં પાપજ મળીયાં, સતસંગ બહુ લાગે ખારીરે. હું પદ. ૭
ઠઠ્ઠાબાજીમાં ઠાઉકો ગણો, હરિ ભજને લાજે ભારીરે. હું પદ. ૮
અધર્મનાતો ઓઘજ વળીયા, નિકળ્યાની નહિ રાખી બારીરે. હું પદ. ૯
માણેકદાસ એ સંગજ ત્યજીએ, વચન મારૂં તો વિચારીરે. હું પદ. ૧૦

---

## ભજન ૬૯ મું.

રાગ. ઉપરનો પદ ૩.

સતસંગમાં ચીત રાખોરે, તમે સહેજમાં તરસો.
મિથ્યા વચન નવ ભાખોરે, „
સત્ સંગથી સંત નિર્મળા દીસે, સ્વાદ તેનો જરા ચાખોરે. તમે૦ ૧

અંતરના અવગુણ ઝટ જાસે, પાપબુદ્ધિ નહિ રાખોરે. તમે૦ ૨
લોક નિંદે તેને નિંદવા દેજો, હિંમત બહુ તમે રાખોરે. તમે૦ ૩
મધ્ય દરિયામાંથી મોતી લીધાં, સૂરવીર સનમુખ દાખોરે. તમે૦ ૪
સુરતા લાગી જેની સૂન્ય શિખરગઢ, આવા ગમન નહીં તાખોરે.તમે૦ ૫
પ્રીતો બાંધી જેણે પરિબ્રહ્મ સાથે, સાચા ભાવથી તમે ભાખોરે.તમે૦ ૬
હંસ સભામાં પ્રીતજ રાખો, દુષ્ટ સંગથી જુદા ખોરે. તમે૦ ૭
સાચાનાં મૂળતો ઉંડાં દીસે છે, ભરપુર સઘળે ભાખોરે. તમે૦ ૮
કાયર હતા જીવ તે ડુબી ગયા, મરજીવાનો તો ચલાખોરે. તમે૦ ૯
માણેકદાસ નીરખે તમે થાજો, પ્રીત પ્રભુ સાથે રાખોરે. તમે૦ ૧૦

---

## ભજન ૭૦ મું.

રાગ. ઉપરો પદ ૪.

સૂરતા લાગી જેને સાચીરે. તેને પરી બ્રહ્મ ભેટયા.
અવર વસ્તુ નહી જાચીરે. ,,
દયા દાનમાં એ ભરપૂર રહેછે, અંતર આનંદ ઉલ્લાસીરે. તેને૦ ૧
નેણ વેણ એનાં નિર્મલદીસે, હૃદય કોમળતા ખાસીરે. તેને૦ ૨
મૂખે અમૃત જેવાં વચન બોલે છે, રાત દિવસ એ ઉદાસીરે.તેને૦ ૩
ભૂંરૂ કરે તેનું રૂડું કરે છે, હારે સ્મરણમાં સહેવાસીરે. તેને૦ ૪
ભીતર વૈરાગ્ય ભારે વધ્યો છે, ભક્તિ કરે એતો સાચીરે. તેને૦ ૫
પોતાનો આત્મ તેણે દેખ્યો, એક ચરાચર ભાસીરે. તેને૦ ૬
ક્ષમા સંતોષ ચીત્તમાંહે વસેછે, ઘેર બેઠાં તેને કાશીરે. તેને૦ ૭
હરીગુરૂ સંત સહુ એક જાણે છે, એતો રહે વિશ્વાશીરે. તેને૦ ૮
સ્વપ્નામાં હરખ શોક ન આવે, તેતો વૈકુંઠના વાશીરે. તેને૦ ૯
માણેકદાસ એવાં સંતોનાં લક્ષણ, મીટગઇ તેનેચોરાશીરે. તેને૦૧૦

---

## ભજન ૭૧ મું.

રાગ ઉપરનો પદ ૫.

લોભી જીવ તુંતો વાણીયારે, તારા કુડને કાઢે;
પાપે ભર્યા તે માણીયારે. ,,

કુડ કપટનાં કાટલાં કીધાં, તરકટ ત્રાજવે તોલીયાંરે. તારા૦ ૧
દંભ પાખંડ કેરી દાંડી છે કરમાં, અહંકાર શેર કર ફરીયાંરે. તારા૦ ૨
શેઠ વાણોતર માલ જોખે છે, પાપ પ્રપંચ માલ ભરીયારે. તારા૦ ૩
છળ અંતરના ચોપડા લીધા,ખડીયો ખોટો બોલ વાપરીયારે. તારા૦ ૪
કામ ક્રોધ કેરી કલમ લીધી, લોભ લાલચમાં ડુબીયારે. તારા૦ ૫
રખડવા કેરી ફરશનાઇ લીધી, શેઠ ભોળા મોટા ખૂટીયારે. તારા૦ ૬
મદ મચ્છર કેરા મંદીર બેઠા, જુગમાં શાણા થઈ ફરીયારે. તારા૦ ૭
મોહ મમતા ઘેર માયા ઘણી છે, પાપ પેઢીમાં વસીયારે. તારા૦ ૮
ખોટા કરમ કેરાં ખાતાં લખે છે, એવા ડાહ્યા મેં જાંણીયારે. તારા૦ ૯
માણેકદાસ એવો વેપાર ઉંધો, ચોરાશીના ખાતે ભટકીયારે તારા૦ ૧૦

---

## ભજન ૯૨ મું.

રાગ ગરબે સતગુરૂને રમીએ-એ.

ચાલો ભાઇ સત્‌ગુરૂ હાટડીએ, ગુરૂજ્ઞાન લેઈ અંતર અડીએ;
કદીરે પાછા ભવતો નવ પડીએ, અખંડવર આનંદથી વરીએ. એ ટેક.
કારતકે કમળાનો સ્વામી, મળ્યો મને ભાવ કરી નામી;
પૂરણ પદવી હું તો પામી. અખંડ૦ ૧
માગશર મર્મ ઘણો મોટો, સંસારનો ખેલ બધો ખોટો;
આવ્યો મારે મૂંડીમાં ટોટો. અખંડ૦ ૨
પોષે પરીબ્રહ્મ જોયા પાસે, અવગુણ મૂળ જ્યારે બળી જાસે;
હૃદયમાં હરી તેને ભાસે. અખંડ૦ ૩
માહે તો મન મારી ફરીએ, કામ ક્રોધ ટાળી બધે રમીએ;
સૂખ સાગર માંહે ભળીએ. અખંડ૦ ૪
ફાગણે તો ફેરા નહી ફરીએ, ગુરૂજ્ઞાન લેઈ અંતર ગળીએ;
હરિરે ગુરૂ ને તો ગમીએ. અખડ૦ ૫
ચૈતરે ચતુર થઇ ચાલો, બીજી વાત સરવે તમે બાળો;
ખોટ શીદ ઘરમાંહે ઘાલો. અખંડ૦ ૬
વૈશાખે વસ્તુ તમે લેજો, દેવાયતો અન્ન દાન દેજો;
ભાવે કરી ભક્તિમાં રહેજો. અખંડ૦ ૭

જેઠે તો જન્મ મળ્યો રૂડો, થઇ બેઠો નારી તણો લુંડો;
પશુથકી તુંતો થયો ભૂંડો. અખંડ૦ ૮
અષાઢે અવગુણને તજીએ, ગુરૂ જ્ઞાન લેવાને ધસીએ;
અંતર ઓળખી હરિને ભજીએ. અખંડ૦ ૯
શ્રાવણે સાચું વ્રત રાખો, મુખેથી અશુદ્ધ નહી ભાખો;
જરા એક હરિરસતો ચાખો. અખંડ૦ ૧૦
ભાદરવે ભ્રમણાં તો મોટી, કીધાં તેંતો કર્મ તણાં કોટી;
દીધી તેંતો દરિયામાં દોટી. અખંડ૦ ૧૧
આસોમાંતો અવસર સૂધારો, જીતીરે બાજી શીદ તમે હારો;
સંસાર બધો દીસે છે ખારો, અખંડ૦ ૧૨
અધીકે બહુ આનંદમાં રહીએ, માણેકદાસ વહેતામાં નવ વહીએ;
હેતે કરી હરી સરણું ગ્રહીએ. અખંડ૦ ૧૩

---

## ભજન ૭૩ મું.

રાગ. કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે. એ પદ ૧

તારા ઘટમાં ઓળખી લેજે સાચા સામને રે.
ઘણે કષ્ટથી દેહજ મળીયો, દુઃખના દહાડામાંથી ટળીઓ;
અવસર આવ્યો રૂડો ન મળીયો ઠાંમનેરે. તારા૦ ૧
પાપકરમની પંચાત મોટી, કીધાં કરમ તણાં તેં કોટી;
હારીઓ અવસર તુતો મૂર્ખ માંનનેરે. તારા૦ ૨
દુઃખની વેળા હવે ભૂલ્યો, દામ દેખીને બહુજ ફુલ્યો;
રાત દિવસ તું ફર્યો ગામો ગામનેરે. તારા૦ ૩
સંત સભાતને ખારી લાગે, પરમારથ બહુ છાતી વાગે;
હજુ ન સુજ્યું મૂરખ તારા કામનેરે. તારા૦ ૪
ચોરાશીનાં દુઃખડાં ભારે, ગુરૂ વિના બીજો કોણ તારે;
માણેકદાસ કહે ભજનમાં બેસે ન દામનેરે. તારા૦ ૫

---

## ભજન ૭૪ મું.

રાગ ઉપરનો પદ ૨.

સમજું નરને અમે જાણું તો શું કીજીએરે.
કાન આપ્યા છે કથા સાંભળવા, નેત્ર દીધા છે હરિ નિરખવા;
મૂખ આપ્યું હરિ ગુણ ગાઇને રીજીએરે. સમજું ૧
ચર્ણ આપ્યા છે તીરથ કરવા, હસ્ત દીધા પૂણ્ય કરિ દુઃખ હરવા;
તન આપ્યું હરિ ભક્તિમાં ભળી જઇએરે. સમજું. ૨
તેહતણો ઉપકાર ભૂલ્યો, કુટંબકબીલો દેખી ડુલ્યો:
ગુરૂ શબ્દનું જ્ઞાન લઇને પીજીએરે. સમજું. ૩
આંવ્યો અવસર તમે સૂધારો, મનુષ્ય જન્મનો આવે આરો;
સંતો ભેગા વેગેથી સમી જઇએરે. સમજું. ૪
પંથ પ્રભુનો લાગે પ્યારો, જીતી બાજી શાને હારો;
માણેકદાસની અરજ હૃદયમાં લીજીએરે. સમજું. ૫

---

## ભજન ૭૫ મું.

રાગ. ઉપરનો પદ. ૩

તમે ન જાણુશો મોટા ભૂલ્યા, મૂરખ શું ફરોરે.
કાચી કાયા ધુંળ મળી જાશે, પછિ તને પસ્તાવો થાશે;
પાપકરમની મૂંડી લઇ, તમે કાં ભરોરે. તમે ન૦ ૧
કડાં વેઢ ઘાલીને ફરતા, મૂંછ વાંકડી દેખી ઠરતા;
જમ દૂત ત્રાસ થકી, હવે તમે ડરોરે. તમે ન૦ ૨
મેડી મંદીર જોઇને મોહ્યા, સેજ પલંગ સુખથી સોયા;
ડાહ્યા થઇ દુનીયામાં, પાપો શું કરોરે. તમે ન૦ ૩
મૂવા પુંઠે ભૂતો થઇ ફરસો, મળમૂત્ર ખાઇ દુઃખ ધરસો;
ભડકા કરીને ભમશો, કયાંઇ નહીં ઠરોરે. તમે ન૦ ૪
હવે ભક્તિથી થાસો મોટા, અવર બીજાતો સર્વે ખોટા;
માંણેકદાસનું વચન રાખે, નીશ્ચે તરોરે. તમે ન૦ ૫

---

### ભજન ૭૬ મું.

રાગ. ઉપરનો. પદ. ૪

વાતો કરતાં મીઠી, તેમાં તમારૂં શું વળેરે.
વેદ પૂરાણો ભારે ભણીયા, ગણુતર કાંઇ હવે નહી ગણીયા;
લોભ લાલચમાં ભળીયા, અવગુણ નહીં ટળેરે. વાતો૦ ૧
કથા વાંચી ઉપદેશો કરતા, અંતરના અવગુણ નહીં હરતા;
સામાનું મન જ્ઞાનહિમાળે, નહીં ગળેરે. વાતો૦ ૨
પાખંડ ઉપર પ્રીતી ભારે, સત્ય ધર્મની સિદ્ધિ ટાળે;
સાચા સંત ઉપર કદી; ચીત નહી ભળેરે. વાતો૦ ૩
સાચાનાં મૂળ ઉંડાં ભારે, જૂઠથકી કોઇદી નવહારે;
અનેક વસ્તુથી એનું, ચીત નહીં ચળેરે. વાતો૦ ૪
ઇશ્વર રૂપમાં એતો ભળીયા, ફેરા તેના સર્વે ફળીયા;
માંણેકદાસ ગોવિંદના, ગુણમાં ભળેરે. વાતો૦ ૫

---

### ભજન ૭૭ મું.

રાગ. ધોળ. મદાલસાનું હાલરડું. પદ. ૧

વીરા જોઇ જોઇને વસ્તુ હોરીએ, તેમાં તુજને થાસે હીતકાર;
કરજે તું વિચાર, માની લેને માહરૂં. એટેક.
એક ઉંદર મારગમાં પડયો, તેને હંસે લીધો પાસમાંહી,
કાપી પાંખ ત્યાંહી. માની૦ ૧
ચોર શાહુકારને સોબત્ત થઇ, રાત પડે ત્યાં નિદ્રાવસ થાય,
લૂંટી ધન જાય. માની૦ ૨
એક સર્પ પડયો મહા દુઃખમાં, તેને દુધ પાઇ સુખ કર્યું આંહીં,
લીધા પ્રાણ ત્યાંહી. માની૦ ૩
સિંહ પીંજરમાંહે દુઃખી થતો, તેને કાઢયો સજન સુખકાર;
માર્યો તેણીવાર. માની૦ ૪
પાત્ર પરખ્યા વિના સંગ નવ કીજે, રૂડું સમજાવે માંણેકદાસ,
સુખનો સહેવાસ. માની૦ ૫

---

### ભજન. ૭૮ મું.

રાગ. ઉપરનો. પદ. ૨

વીરા વસ્તુ રહી તારા પાસમાં, આત્મ દ્રષ્ટીથી જોજે પ્રકાશ;
અંતરમાં સહેવાસ, નિર્ગુણ રૂપ તું દેખને. એ ટેક.
સર્વે જગત બ્રહ્મરૂપ જાંણજે, મિથ્યા દેખેછે જગત આભાશ,
અજ્ઞાન સહેવાસ. નિર્ગુણ૦ ૧
તુંતો ભૂલી ગયો તારા રૂપને, બાહેર દેખે નહીં આવે હાથ,
વસ્તુ તારી સાથ. નિર્ગુણ૦ ૨
દ્વૈત બુદ્ધિ મનમાંહેથી કાઢજે, અદ્વૈત રૂપછે તારો પ્રકાશ,
શાંતીનો આભાસ. નિર્ગુણ૦ ૩
બ્રહ્મ અગ્નીમાં બીજ તું નાંખજે, પછે ઉગવાની ન રહી આશ,
મોક્ષનો પ્રકાશ. નિર્ગુણ૦ ૪
માંણેકદાસ એ રૂપ તું દેખજે, એવી જીવન મૂકતીની દશા જાંણ,
મટી ચોરાશી ખાંણ. નિર્ગુણ૦ ૫

---

### ભજન. ૭૯ મું.

રાગ. ઉપરનો. પદ. ૩

તમે બુટી પીઓ હરિ નામની, તેને પીધે અમર થાસો આપ;
જપો રૂડા જાપ, સાંભળજે ચીતે કરી. એ ટેક.
તન કુંડી ગુંટો મન રાખજે, સાવચેત થઇ ગુંટ માંહી,
પીજે હવે આંહી. સાંભળજે૦ ૧
તેનો નીશો ચઢશે તને બહુ ભારે, ફરી ઉતર્યાની નહીરહે આશ,
સૂન્યમાં સહેવાસ. સાંભળજે૦ ૨
એવો બૂટીનો મહીમા અપાર છે, તેની વેદ પૂરે છે શાખ,
તુંતો રૂદે રાખ. સાંભળજે૦ ૩
નરસિંહ મેંતો મીરાંબાઇ પી ગયા, શુદ્ધ રહી ન તેઓને લગાર,
ભક્તિનો આધાર. સાંભળજે૦ ૪
માણેકદાસ એ બુટીના ભોમીયા, બીજી વસ્તુ મારે નથી કામ,
રટયું એનું નામ. સાંભળજે૦ ૫

---

## ભજન ૮૦ મું.

રાગ ઉપરનો પદ. ૪

વીસ નામ અમીરસ જે પીએ, તેનો મહિમા છે અગમ અપાર;
કહેતાં નાવે પાર, અવસર લેતું ઓળખી. ટેક.
બીજું ભણતર નથી તારા કામનું, ગર્ભેકોલ કર્યો તે તપાસ;
રટણનો સહેવાસ. અવસર. ૧
બાહેર આવેથી સર્વે ભૂલી ગયો, માત તાત સ્ત્રીના સુખસાથ;
ખોઇ વસ્તુ હાથ. અવસર૦ ૨
તને વેદ પુરાણ કહી હારીયા, તોપણ લાજ ન આવી લગાર;
ચેતી લે ગુમાર. અવસર૦ ૩
માંણેકદાસ કહે તારા કાજને, અવસર વીત્યો ન આવે હાથ;
કોઇ નહિ સાથ. અવસર૦ ૪

---

## ભજન ૮૧ મું.

રાગ ઉપરનો પદ. ૫

આતો શરીર બન્યું પાંચ તત્વનું, ભૂ જળ અગ્ની વાયુ આકાશ;
ચેતનનો પ્રકાશ, ગરવ તેનો નવ કીજે. એ ટેક.
લોહી માંસ મૂત્રથી ભર્યું ઘણું, તે વર્ણવતાં આવે મને શર્મ;
કહુ તેનો મર્મ. ગરવ તેનો નવ કીજે. ૧
એવું વિષ્ટાનું ઘર ભારે બન્યું, તેના ઉપર મઢીયું ચાંબ;
સમજણ નથી લાંબ, ગરવ૦ ૨
આંખે પીયાને મૂખમાં ઉલ ઘણી, વલી પેટમાં પડયા છે ચરમ;
આંતરડાનો મરમ. ગરવ૦ ૩
ઘીનો ઘડો ભરીને રાખીયો, બારમાસ રાખ્યું તેને માંય;
બગડયું નહી ત્યાંય. ગરવ૦ ૪
રસોઇ સારી બનાવી તૈયાર કરી, મૂખે મેલ્યું ઉતર્યું ઘટમાંહી;
વિષ્ટા થઇ ત્યાંહી. ગરવ૦ ૫
માંણેકદાસ ઘરમાલ તપાસીયો, તમો મિથ્યા કરો અહંકાર;
ભજન થકી પાર. ગરવ૦ ૬

---

## ભજન ૮૨ મું.

રાગ ધોળ પડવે એ પરમાત્મા નથી છેટેરે. એ.

પડવે એ પંથ પ્રભુજીનો ન્યારોરે,
રૂડી રીતે હૃદયમાં રાખજો પ્યારોરે.
બીજે બાવળીયાથી બાથ શું ભીડોરે,
તેની તમે છાયામાં શીદને હીંડોરે.
ત્રીજે ત્રિગુણમાયાની છે આંટીરે,
આગળ દિસે છે વસમી ઘાંટીરે.
ચોથે ચતુરાઇમાં તમે ચાલોરે,
મિથ્યા સંસારમાં શીદને મ્હાલોરે,
પાંચમે પંચાતમાં ઘણા પૂરારે,
એકરે વાતથી નહિ અધુરારે.
છઠે છકેલ થયા ખટ રસમાંરે,
સત્ ગુરૂ જ્ઞાન ન લાગ્યું તનમાંરે.
સાતમે સત્વ ગુણોને શોધીરે,
સત્ ચીત આનંદ રૂપને નોંધીરે.
આઠમે અખંડ હેવાતણ રાખોરે;
મિથ્યા વચન મુખથી નવ ભાખોંરે.
નોમે તે નવ કરીએ દુષ્ટનો સંગરે,
પાડશે તને ભક્તિમાં ભંગરે.
દશમે દર્દ થયું તને ભારીરે,
સતગુરૂ બોધ ગ્રહીને નિવારીરે.
એકાદશે અવસર મલ્યોછે રૂડો રે,
પરનિંદા કરી શા માટે બૂડોરે,
બારશે બાવનથી એ છે બા'રોરે,
તેને તમે દેખીને મનમાં વિચારોરે.
તેરશે તરવાનું આવ્યું છે નાવરે,
ફરી નહી આવશે આવો દાવરે.
ચૌદશે સૌથી હળી મળી રહીએરે,

વેઠનો ભાર તે કેમજ વહીએરે.
પૂનમે પૂણ્ય પ્રગટ્યું છે મારૂં રે,
માંણેકદાસ કહે કેમ હારૂં રે.

---

## ભજન ૮૩ મું.

રાગ ઉપરને પદ ૨.

નરતને દેહ મળ્યો અતીરૂડોરે, હરિ ઓળખ્યા વિના દેહ છે ભૂંડોરે.
સર્વે કુટુંબમળી ભેગાં આવો રે. હરિભજવાનો લ્યોને તમો લાવોરે.
અવસર વીતે તને દુઃખ ભારીરે, હવે તુંતો શીદ થાય છે. ખુવારીરે.
હરીજન ભેગાં બેસી હરી ભજીએરે, ગુરૂબોધ લેવાને વેગે ધસીએરે.
કૃષ્ણેએ અર્જુનને :કહીવાતરે, કળજુગમાં બહુ થાસે ઉત્પાનરે.
મરતાં માણુસને બહુ સંતાપેરે, છાતી કુટી ઘણું દુઃખતે આપેરે.
માથાં કુટે લઇ હાથમાં પ્હાણોરે, મૂવેલાં માણુસને શીદ તાણોરે.
દેહ પડે જીવને દુઃખ થાએરે, જમનો માર તે બહુજ ખાયરે.
મુવાલી રૂવે છે રાગડા તાણીરે, સગાં કુટુબ આવે છે કાંણીરે.
જમ લેંટ લાર તેને બહુ પાયરે, તેને તો દુઃખ નહી સહેવાયરે.
સગાં કુટુંબ થયાં તેનાં વૈરીરે, રૂવે છે તેને તો સર્વે ઘેરીરે.
મરનારનું દુઃખ કોઇના જાંણેરે, ઘેર બેઠે માયાનું સુખ માંણેરે.
મૂવેલાનો તે કેડો નવ મૂકેરે, રોવાનો દહાડો એકે નવ ચુકેરે.
મરતા માણુસ પાસે હરિગુણ ગાવોરે, પરલોક તેનું તમે સુખ લ્હાઓરે.
પૂન્ય દાન કરી તેને બહુ આપોરે, મરનારાનું દુઃખ તમે કાપોરે.
સ્રી પુત્ર મળી માળા ફેરવીએરે, જીવડલાને તે અર્પણ કરીએરે.
તેને તો સુખ થાશે અતી ભારીરે, દુઃખની વખતમાં લ્યોને ઉગારીરે.
અવસર મૂવેલાનો તો સુધારોરે, ભરદરિયામાંથી તેને તારોરે.
સુખ દુખ આવે તેને તો સહીએરે, દેહ મળ્યો તેનો લાવો લઇએરે.
મરનારાના જેવા તમારા હાલરે, ઓચીંતાનો આવી પહોંચે કાળરે.
મૂખે થકી હરિનું નામજ ભાખોરે, માણેકદાસનું વચન રાખોરે.

---

## ભજન ૮૪ મુ.

રાગ. ઓધવનંદનો છોરો તે નમેરો થયો જો. એ. પદ ૧

એવો કઠણ કળજુગ ભારે આવીઓ જો,
કુબુદ્ધિનો કોટ બહુજ ફેલાવીઓ જો. એવો.
વેદ શાસ્ત્રની શીખ નહિ માંનતાજો;
ભૂત પ્રેતનું સાધન કરીને દામતાજો. એવો૦ ૧
ગંગા ગાયત્રી ગીતાને નહિ માંનતા જો;
પાખંડ ધર્મ કાઢી અજુગ વર્તાવતા જો. એવો૦ ૨
ચોરી ચાડીને કુકર્મ એ વધ્યું ઘણું જો;
એના અવગુણનો તે પાર હું શું ભણું જો. એવો૦ ૩
રાજા પ્રજાએ તો સરવે કુડાં થયાં જો;
ધર્મ પોતાનો છોડીને ભૂંડાં થયાં જો. એવો૦ ૪
નવે ખંડમાં પાપ ફેલાઇ ગયું જો;
કામ ક્રોધ મદ લોભ એ વધી ગયું જો. એવો૦ ૫
નારી પતિવૃત કોઇ નહી પાળશે જો;
એતો પરાયા પુરૂષને સુખ આપશે જો. એવો૦ ૬
દેવ ધર્મને એતો નહીં માંનશે જો;
માણેકદાસ એવા નર દેખી દુખ જાણશેજો. એવો૦ ૭

---

## ભજન ૮૫ મું

રાગ ઉપરનો પદ ૨.

કળજુગની કુબુદ્ધિ તમે સાંભળો જો;
એવા અવગુણમાં રહી તમે કાંબળો જો. કળ૦
માતા પીતાને પુત્ર નહી માનશે જો;
ખાવા પીવાનું નહી આપે ભાંડશે જો. કળ૦ ૧
સાળા સાળી ને હેતે કરી બોલાવશે જો;
બેન ભાંણેજને એતો બહુ તાવશે જો. કળ૦ ૨
સાસુ સસરાની સેવા બહુ ભાવશે જો;
માત પીતાને દુઃખ બહુ આપશે જો. કળ૦ ૩

ત્રિયા સંગે તો સુખ બહુ ભાવશે જો;
એના કહ્યા પ્રમાણે ચીત્ત લાવશે જો. કળ૦ ૪
સગાં કુટુંબને ક્લેશ બહુ આપશે જો;
નાટક ભવૈયામાં ચીત ગણું રાખશે જો. કળ૦ ૫
દયાહીણુ દગાખોર થયા પાપીઓ જો;
એવો કુબુદ્ધિનો કોટ સર્વે વાપીઓ જો. કળ૦ ૬
અધર્મ માર્ગે જાંણી બુઝી કે ચાલતા જો;
માંણેકદાસ એવા નજરેથી ભાળતા જો. કળ૦ ૭

---

## ભજન ૮૬ મું.

રાગ ઉપરનો પદ ૩.

રૂઠયા રામને મનાવો તમે આ સમેજો;
ઉઠ આળસ મેલી ગોવિંદ ગા સમે જો. રૂઠયા૦
એનું મુખડું રૂપાળું દીસે શોભતું જો,
એને ભ્રકુટી તિલક બહુ ઓપતું જો. રૂઠયા૦ ૧
મોર મુગટ દીસે છે રળિઆમણોજો,
એનું સ્વરૂપ જોતાં કંઇ નહી મણાજો. રૂઠયા૦ ૨
એની મૂર્તિ દેખીને મન હરખતુંજો;
રાત દિવસ મન મારૂં ઠરતું જો. રૂઠયા૦ ૩
મારૂં મુખડું તલપી રહ્યું એ રૂપનેજો,
હેતે પ્રીતે વરીશું સુખ રૂપનેજો, રૂઠયા૦ ૪
મેતો શરણુ લીધું છે સાચા સાંમનુંજો,
બીજું અવર નથી કોઇ કામનુંજો, રૂઠયા૦ ૫
ઘણા કષ્ટથી એતો સુખ આવીચુંજો,
મારા હૃદય કમળનીજ ભાવીચું જો. રૂઠયા૦
માંણેકદાસ એ મૂર્તિને નવ વીસારીએજો,
એવા સાંમ સુંદરને હૃદે રાખીએજો. રૂઠયા૦ ૭

---

## ભજન ૮૭ મું.

રાગ ઉપરનો પદ. ૪.

એવો નામનો મહીમાતો અપાર છે જો;
નામ લીધું તેનો બેડો પાર છે જો. એવો૦
વેદશાસ્ત્ર તણાં મૂળને તપાસીયે જો;
એક નામ સિવાય નહી જાણીએ જો. એવો૦ ૧
બીજું ભણુતર નથી કાંઇ કામનું જો;
એક ધ્યાન રાખો સુંદર શાંમનું જો. એવો૦ ૨
એક નામને આધારે તરી ગયા જો;
જેના હૃદય વિષે હરિ વસી ગયા જો. એવો૦ ૩
બીજાં સાધન નથી તારા કામનાં જો;
તને દરશન થાસે સુંદર શાંમનાં જો. એવો૦ ૪
કોટી જન્મનાં કર્મ એતો બાળશે જો;
એનો વિશ્વાસ રાખીને ચાલશે જો. એવો૦ ૫
જપ તપ તિર્થ અમે તો ઘણાં કર્યા જો;
ઘેર બેઠે તપાસતાં એતો જડયા જો. એવો૦ ૬
માણેકદાસને એક નામનો આધાર છે જો;
હરિસ્મરણ કરેથી તેને ઠારશે જો. એવો૦ ૭

---

## ભજન ૮૮ મું.

રાગ ગરબી. ઓધા જાણે તેને તો હમે જાણીએરે. પદ. ૧

આજ અવસર રૂડો આવીઓરે;
રૂડી પ્રેમભક્તિ મુને ભાવીઓ જો. આજ૦
રૂડી ખેતી કરો હરી નામનીરે;
માંહી અનુભવ હળ ખેડી હાંમનીરે. આજ૦ ૧
ભક્તિકેરાં બીજ હવે વાવીએરે;
પ્રેમ પાંણી તણાં છાંટણાં છંટાવીએરે. આજ૦ ૨
ક્ષમા ખડકની વાડ રૂડી કીજીએરે;
ચીત્ત ચકોર થઇને માંહી રીઝીએરે. આજ૦ ૩

તારી ખેતી પછવાડે ચોકી રાખજેરે;
કામ ક્રોધ જેવા શત્રુને દાખજેરે. આજ૦ ૪
માંહી મનના ટોયાને હુવે મેલીએરે;
જ્ઞાન ગોળેથી ટોયાને ઢકેલીએરે. આજ૦ ૫
દયા દાતરડું લેઇને ખેતી વાઢીએ રે;
રૂડી રીત કરી ખેતી ઘેર ગાલીએરે. આજ૦ ૬
તારી ખેતી પાકી તે રૂડી રીતનીરે;
માણેકદાસ ખેતી એ છે પ્રીતનીરે. આજ૦ ૭

---

## ભજન ૮૯ મું.

રાગ ઉપરનો પદ. ૨

આજ આનંદ વધ્યો છે મારા અંગમાંરે;
મારૂં ચીત બંધાણું એના સંગમાંરે. આજ૦
હું તો ઘરના ધંધામાં ઘેલી ફરૂં રે;
મારૂં ચીત્ત સામળીઆ સાથે ખરૂં રે. આજ૦ ૧
હુંતો વાટ જોઉછું વાલા તાહરીરે;
કામકાજ મુકુંછું વેગળું કરીરે. આજ૦ ૨
તારૂં મુખડું જોવાને ફરતી ફરૂંરે;
દેખ્યા વિના હેયામાં ના ઠરૂંરે આજ૦ ૩
તારૂં હેત ઘડી નવ વીસરેરે;
ખાતાં પીતાં સુતાં ચીત્ત નહીં ઠરેરે. આજ૦ ૪
તમકારણે લોક લજયા તજીરે;
હુંતો વાટો તમારી જોતી હજીરે. આજ૦ ૫
હું તો વાતચીત કોને કરૂંરે;
અમૃત લેઈ હુંતો ઘટમાંહે ભરૂંરે. આજ૦ ૬
માણેકદાસ વિશેષ પ્રીતી રાખજોરે;
થોડું અમૃતપાન તમે ચાખજોરે. આજ૦ ૭

---

### ભજન ૯૦ મું.

રાગ ઉપરનો. પદ. ૩

ચાલો જઇએ ગુરૂજીને ભેટવારે;
લક્ષચોરાશીના બંધનને ફેટવારે. ચાલો૦
વેગે જ્ઞાન લેજો હેતે કરી રે;
ઘટમાંહે ઉતારો નિશ્ચે જરીરે. ચાલો૦ ૧
ગુરૂ મહિમાની વાત તે હું શું કહુંરે;
એક મુખે વર્ણન તેનું શું લહુંરે. ચાલો૦ ૨
આજ મારા સંશય સર્વે ટાળીઆરે;
કામ ક્રોધ મદ લોભ મોહ મારીઆરે. ચાલો૦ ૩
મારા અંતરની આંખ હવે ઉઘડીરે;
એવી ઝળહળ જ્યોત પ્રગટી ખડીરે. ચાલો૦ ૪
બાહેર ભીતર એક રૂપ ધારીયુંરે;
મેંતો ચીતડું હરીતરફ વાળીયુંરે. ચાલો૦ ૫
જ્ઞાન દીવે પ્રકાશ કર્યો ઉરમાંરે;
ચીત્ત ચોટયું સદા તેના નુરમાંરે. ચાલો૦ ૬
માણેકદાસ એ ઘટમાં વસ્તુ ખરીરે;
હાથ આવેલી કેમ મુકું પરીરે. ચાલો૦ ૭

---

### ભજન ૯૧ મું.

રાગ. વાલો પ્રેમને વશ થયા રાજીરે. એ.

વાલો દુઃખની વખત થયા બેલીરે,
એના શરણામાં શિષજ મેલીરે. વાલો૦
દૈત્યકુળમાં અવતર્યા, પ્રલ્હાદ આપો આપ;
ભકતની વાલે સાહ્ય કીધી,
એવી હરણા તે કંસને ધકેલીરે. વાલો૦ ૧
ધનો ભક્ત કૃષણુ હતા, ભક્તી કીધી અપાર;
ઘહુનાં ગાડાં સંતોને આપી,
એની વણ બીજી ખેતી વસેલી રે. વાલો૦ ૨

કૌરવ કુળમા પ્રગટીયા, વિદુર ભકતરાજ;
ભાવે કરીને ભાજી જમ્યા,
વાલે છપન ભોગને ધકેલીરે. વાલો૦ ૩

સુધનવા પુરણ ભક્ત છે, પિતા થયો વિરોધી;
પ્રભુએ તેને આવી ઉગાર્યો,
એવી તાતી કઢાઇ ઉકળેલીરે. વાલો૦ ૪

નરસિંહ મેંતાની વારે ચઢયા, નાગરે બહુ સંતાપ્યા;
મેતાને નાત બહાર મેલી,
કીધાં એક ઢેડ એક નાગરેલીરે. વાલો૦ ૫

મેવાડમાં મીરાંબાઇ હતાં, રાંણે બહુ દુઃખ દીધાં;
વિષના પ્યાલા એણે મોકલ્યા,
વાલે વારે ચઢીને બચાવેલીરે. વાલો૦ ૬

જ્યાં ભક્તનકું ભીડ પડે ત્યાં, સાહ્ય કરે તતકાળ;
માણેકદાસની વારે ચઢયા,
જેને ભક્તિ રંગોરંગ રેલીરે. વાલો૦ ૭

---

## ભજન ૯૨ મું.

રાગ. ઉપરનો. પદ. ૨

વાલો ભકતોની વારે ધાયા રે;
એનાં દુઃખ દારિદ્ર નિવાર્યાં રે. વાલો૦

પાંડવોની વાલે સાહ્યજ કીધી, દુર્યોધન થયો છે વેરી;
લાખાગ્રહમાં એમને મોકલ્યા,
વાલે વારે ચઢીને બચાવ્યારે. વાલો૦ ૧

કાશીમાં કબીરજી હતા, ભક્તી કીધી અપાર;
ઇજત લેવા નુતરાં મોકલ્યાં,
વાલો વણજારો થઇ પોઠ લાવ્યારે. વાલો૦ ૨

સેના ભક્તનો સાંસો મટાડયો, જેણે સાધુ સેવા કીધી;
રાજાએ તેના ઉપર કોપ કર્યો,
વાલો સેન્યો થઇને ઘેર આવ્યારે. વાલો૦ ૩

ગોલવાડમાં નાંમદેવજીને મળ્યા, દુઃખી થયા અપાર;
ખાવાપીવા કાંઇ નવ રહ્યું,
વાલો છાપરૂં તે છાવા આવ્યારે. વાલો૦ ૪
રોહીદાસ ભકતે ભક્તી કીધી, સૌ જાત્રા કરવા જાય;
એણે ટકો ગંગાને મોકલ્યો,
હાથોહાથ લઇને હરખાયારે. વાલો૦ ૫
ડાકોરમાં બોડાંણો જ્ઞાતી, ગંગા બાઇ છે નારી;
દ્વારકાંમાંથી મૂર્તિ લાવ્યા,
વાલો સવાતે વાલથી તોલાયારે. વાલો૦ ૬
માતંગ રૂષીના પાસમાં, રૂષી રહેતા અપાર;
જૂઠાં બોર સવરીનાં ખાધાં,
એવા માણેકદાસને દરસાયારે. વાલો૦ ૭

---

## ભજન ૯૩ મું.

રાગ રામ ભજમન રામ ભજમન. એ-

વીચાર કર મન વીચાર કર મન, વીચાર કર મન માંહીરે;
ભવસાગર તરવાનું તારે, નાવ આવ્યું આંહીરે.
મહા સમુદ્ર ઘોર ભર્યો છે, વળતી વિચારીશ ભાઇરે;
ઉતરવાની આશા કરજે, વેગે હરિગુણ ગાઈરે. વીચાર૦ ૧
મચ્છ મોટા મગર માંહી, દીસે અતી ભયંકારરે;
મધ્ય સમુદ્રના વિષે તુંતો, ઉતરી શકે કેમ પારરે. વીચાર૦ ૨
ભક્તિરૂપી નાવમાં તું, બેસજે નિરધારરે;
સતગુરૂ છે ખેવટીયાને, તારશે તેણીવારરે. વીચાર૦ ૩
વિશ્વાસ રાખી હાંકજે, તારૂં મન દ્રઢજ ધારરે;
દોરી દેજે નાથને તો, ઉતારશે ભવ પારરે. વીચાર૦ ૪
માટે મુરખ ચેતી લેજે, આયુગ તુજ વહી જાયરે;
માણેકદાસની વીનતી, તમો સૂણજો સજજન રાયરે. વીચાર૦ ૫

---

### ભજન ૯૪ મું.

રાગ ઉપરનો પદ. ૨

શોધી લેને શોધી લે, તારૂં અખંડ જ્ઞાન સ્વરૂપરે;
ત્રિકુટીના ઘાટ પરતો, અનંત દ્રષ્ટી અનુપરે. શોધી૦ ટેક.
હીરો આવ્યો હાથમાં, તેં પરખ્યો નહીં લગારરે;
પારખનાર તને જો મળે તો પહોંચાડે તતકાળરે. શોધી૦ ૧
શરણું લેજે શાંમનું તું, રટીલે નિજ નાંમરે;
ભવસાગરનો આરો આવે, સાંમા મળશે શાંમરે. શોધી૦ ૨
હરિના દરબારમાં જો, અતી છે આનંદરે;
ચેતવું હોય તો ચેતી લેજે, ભૂરો માયાનો ફંદરે. શોધી૦ ૩
જ્ઞાનસ્વરૂપી ઘોડીલો લઇ, પ્રેમ પલાંણુ રાખેરે;
હિંમતરૂપી હથિઆર જાલી, શત્રુ કાપી નાંખેરે. શોધી૦ ૪
સાચા ગુરૂને સેવતાં તમો, અમર થાશો આપરે;
માણેકદાસની શીખ માંનોતો, મટે ચોરાશી તાપરે. શોધી૦ ૫

---

### ભજન ૯૫ મું.

રાગ ઉપરનો પદ. ૩

ચેતી લેને ચેતી લે તું, ચેતી લે મન માંયરે;
ભવસાગર છે કારમો, તને વસ્તુ મળે નહી કયાંયરે.
માયા મોટી જાળ છે, તને ઠરવા ન દે લગારરે;
નિવૃત્તી તને ના મળી, પ્રવૃતી છે અપારરે. ચેતી૦ ૧
રાત દિવસ ધંધામાં ધાયો, ઘડીનો નહીં પરવારરે;
પલકવાર તેં હરી ન સમર્યા, માયાનો અંધકારરે. ચેતી૦ ૨
સંસારરૂપી વનમાં તું, ભૂલ્યો પડયો આવારરે;
માર્ગ બતાવનાર ગુરૂ મળે તો, પહોંચાડે તતકાળરે. ચેતી૦ ૩
જ્ઞાન વિશેષનો બોધ ગ્રહીને, રાખો હૃદય મોજારરે;
ચીત્ત રાખીને ચાલશો તો, પ્રગટે દેખો દેદારરે. ચેતી૦ ૪
માટે મૂરખ અવસર આવ્યો, જાગી જો લગારરે;
માણેકદાસ કહે ચેતશો તો, ઉતરશો ભવપારરે. ચેતી૦ ૫

---

## ભજન ૯૬ મું.

રાગ ઉપરનો પદ. ૪

જાગી જોને જાગી જોતું, જાગી જો આવારરે;
મોહ નિંદ્રામાં ઉંઘી રહ્યો, તારૂં કામ ન સુધર્યું લગારરે.
મુંડી લઇને આવીયો, તારૂં પુન્ય છે અપારરે;
ચોરાશીનો ફેરો ફરીને, પામ્યો મનુષ્ય અવતારરે. જાગી૦ ૧
સાગરના કિનારામાં તું, ડુબે છે આવારરે;
ચીત્ત રાખીને ચાલશો તો, મોક્ષનો નહીં ઉધારરે. જાગી૦ ૨
સંતસમાગમ કીજીએ, તમો રાખો મન વિશ્વાસરે;
માયા કેરા પાસનો, પછે વાંધો રહે નહીં ખાસરે. જાગી૦ ૩
એક અખંડ છે આત્મા, તેને વિકારનો નહીં પાસરે;
કલ્પીત માત્ર આ દેહ છે, તેમાં હું તું નહી આભાસરે. જાગી૦ ૪
પિંડ બ્રહ્માંડ તપાસજયો, એની ગતી છે અપારરે;
માણેકદાસ કહે સોધજયો, એવું હ્રદે કમળ દેખો પારરે. જાગી૦ ૫

---

## ભજન ૯૭ મું.

રાગ ગરબી. માથે કોપી રહ્યા છે કાળરે, ઉંઘ તને કેમ આવે. એ

તારે માથે નજીક મોત આવ્યુ રે, ચેતને સવેલોરે.
ફરતાં ફરતાં તેં આયુષ ગુમાવ્યું રે, ચેતને સવેલોરે.
તારી કરણી કઠણ મેં તો જાણીરે, ચે;
હૈયામાંથી અશુદ્ધ કાઢી વાંણીરે. ચે૦ ૧
તુંનો આબરૂને ડુંગરે માલ્યોરે, ચે;
આંહી આવી ઉંધો માર્ગ જાલ્યો રે. ચે૦ ૨
તારા ખટ શત્રુને હવે વારરે, ચે;
હૈયાકુટ તને લાજ ન લગારરે. ચે૦ ૩
તારૂં પળપળ આયુષ જાયરે, ચે૦
ઓચીંતાનો આવીને કાળ ખાયરે. ચે૦ ૪
કાંઠે આવેલા ઝાઝને સંભાળરે, ચે;
તારો ચોરાશીનો ફેરો હવે ટાળરે. ચે૦ ૫

હરિ ભજનમાં રાખ હવે હામરે, ચે;
છોડી રાતદિન ઝંખના દામરે. ચે૦ ૬
માણેકદાસની અરજ હૃદે રાખરે, ચે;
થોડું અમૃતપાન તું ચાખરે. ચે૦ ૭

---

## ભજન ૯૮ મું.

રાગ ઉપરનો પદ. ૨

હરિ ભજન વિના તેં વરસ ખોયાં રે, મૂરખા જાગીને.
કોટી જન્મનાં પાપ નવ ધોયાં રે, મૂરખા જાગીજે.
કાંટા કુટુંબનાં ભારે તને વાગેરે, મૂ;
ચોરી ચાડીની શરમ નહીં લાગેરે. મૂ૦ ૧
જાય તૃષ્ણાના પૂરમાં તણાતોરે, મૂ;
અનેક જન્મોથી માર તું ખાતોરે. મૂ૦ ૨
સંત સાધુની સેવા નહી ભાવે રે, મૂ;
ભાંડ ભવૈયામાં ચીત્ત ઘણું લાવેરે. મૂ૦ ૩
ચૌટે બેસીને દોષ કૈંક જુવેરે, મૂ;
મોહ નિદ્રામાં ભરપૂર સૂવેરે. મૂ૦ ૪
ચેત ચેતાવું તુજને અભાગીરે, મૂ;
આળસ મેલીને તું હવે જાગ રે. મૂ૦ ૫
હરિ ભજન વિના સુખ નાંયરે, મૂ;
તું શીદને ચોરાશી ફેરા ખાય રે. મૂ૦ ૬
માણેકદાસ અવસર તું સુધારરે, મૂ;
એક ભક્તિથી બેડો તારો પારરે. મૂ૦ ૭

---

## ભજન ૯૯ મું.

રાગ. ત્રપરનો પાદ. ૩

તારા ઘટમાં પ્રગટ દીવો દેખરે, ચેતન ચેતીલે.
વેદશાસ્ત્ર તપાસ્યું નાંખ્યું લેખે રે, ચેતન ચેતીલે.

રાત દિવસ ભજન ઘણું ગાયરે, ચે;
મૂળ ઉંડાં ઉતરી ન તપાસ્યારે. ચે૦ ૧
ઘણા વરસથી બાહેર દેખેરે, ચે;
તારો રામ બેઠો ઘટમાં વિશેષેરે. ચે૦ ૨
કંઈક વરસ નાં વસાઇ ગયાં તાળાંરે, ચે;
ગુરૂ બોધ લઇ કર અજવાળાંરે. ચે૦ ૩
હવે ભાણુ ઉદય થાશે તારોરે, ચે;
કંઇક અંધકાર મટશે તમારોરે. ચે૦ ૪
તું બ્રહ્મમાં ગોથાં ઘણું ખાયરે, ચે;
એક આત્મા તપાસતાં દરશાયરે. ચે૦ ૫
પિંડ બ્રહ્માંડમાં તારો છે રાંમરે, ચે;
વિવેક વિના ન જડે તારો ઠાંમરે. ચે૦ ૬
માણેકદાસ તપાસે આવે હાથરે, ચે;
હવે પ્રીતો કરો હૃદયા સાથરે. ચે૦ ૭

---

## ભજન ૧૦૭ મું.

રાગ. ઉપરનો. પદ. ૪

જા સદ્દગુરૂ શરણે મેવાસીરે, આળસ મૂકી દે.
તારી અંતર ભ્રમણા જાય નાસીરે, આળસ મૂકી દે.
તારો પૂર્વનો સંસ્કાર સારોરે, આ૦
હરિ ભજનથી આવે તારો આરોરે. આ૦ ૧
જ્ઞાન હિમાળે જઇ હાડ ગાળોરે, આ૦
તમે અંતરની વાસના બાળોરે. આ૦ ૨
ભાણુ ઉદય થયેથી સુખ થાશેરે, આ૦
એક ઇશ્વર રૂપતને ભાસેરે. આ૦ ૩
દુઃખ દરિયામાં ડુબેલું હાલરે, આ૦
કાંઠે આવેલા નાવને સંભાળ દે. આ૦ ૪

તારા અંતરમાં હરિને તપાસરે, આ૦
બાહેર ભીતર એક તું પ્રકાશરે. આ૦ ૫
હરિ ભજવામાં રાખ બહુ હાંમરે, આ૦
તેનો નહિ બેસે તને કંઇ દામરે. આ૦ ૬
એક ભક્તિનો કરજે સહેવાસરે, આ૦
રૂડું સર્વેનું ચ્હાય માણેકદાસરે. આ૦ ૭

---

### ભજન ૧૦૧ લું.

રાગ—કર પ્રભુ સંગાતે દઢ પ્રીતડીરે—એ.

હરી સ્મરણમાં હેત હવે રાખજેરે,
પરનિંદાનો નહિ રાખે પ્યાર;
તારા અવગુણનો પાર તે હું શું કહુ રે. એ ટેક.
પરનું રૂડું દેખીને ચીંતા ઉપજે રે;
તેમાં તારૂં ન સારૂં થનાર. તારા૦ ૧
હરિ ભજન વેળાએ તું લાજી મરેરે;
પારકી પંચાતમાં છે ઘણો પ્યાર. તારા૦ ૨
ગીત ગાવામાં હોંશ તને બહુ ઘણીરે;
નફ્ફટ બોલે છે લાજ ન લગાર. તારા૦ ૩
સત્યકર્મની સિદ્ધિ કરે નહીરે;
ભાંડ ભવૈયામાં થાતો તૈયાર. તારા૦ ૪
દોષ લોકોના જોતો ફરતો ફરેરે;
તારા કર્મોનો કર્યો ન વિચાર. તારા૦ ૫
વાત ચીતમાં કંકાસ તું ઘણો કરેરે;
માર ફોડ કરી થાતો હોંશિઆર. તારા૦ ૬
માણેકદાસ કહે હવે ચેતનેરે;
હારી બેઠો તારી મુંડીને ગમાર. તારા૦ ૭

---

### ભજન ૧૦૨ જી.

રાગ. ઉપરનો. પદ ૨.

આવ્યો મનુષ્યાવતાર તારો આ સમેરે,
હવે કરિ લે હરિ શું નેહ;
આવો અવસર હવે તને નહીં મળેરે. એ ટેક.
તેં મિથ્યા અવતાર તો ગુમાવીઓરે;
સગાં સહોદર કેરા તો સ્નેહ. આવો૦ ૧
માયા કારણી એ બહુ મથી મરેરે;
લુણહરામી થયો છે તું જેહ. આવો૦ ૨
સંત સાધુની શીખ નહીં માનતો રે;
માર જમનો તે કેમ તું ખમેહ. આવો૦ ૩
દેવ દરશનનું નેમ હવે રાખજેરે;
ટળે ચોરાશી ન આવે ફરી દેહ. આવો૦ ૪
શીળ સંતોષ રાખીને તું ચાલજેરે;
સુખ દુઃખ પડે આવીરે સંદેહ. આવો૦ ૫
ગુરૂ શબ્દનું જ્ઞાન હૃદે રાખજેરે,
તારા ઘટમાં ઉતાર હવે તેહ. આવો૦ ૬
માણેકદાસ આશા રાખો એમનીરે,
તમે થાંશો નિશ્ચે નિરભેહ. આવો૦ ૭

---

### ભજન. ૧૦૩ મું.

રાગ. ઉપરનો. પદ ૩.

તું તો ચેતને અચેત હવે જીવડારે,
તારૂં આવાગમન મટી જાય;
હવે કરી લે તું હેત હરી નામથી રે. એ ટેક.
તું તો આબરૂને ડુંગરે આથડયોરે;
તારૂં આયુષ પળે પળે જાય. હવે૦ ૧

મોહમાયા દેખીને શું ચાઇ રહ્યો રે;
તને કોણ કરશે પછી સ્હાય. હવે૦ ૨
ચાર દિવસના સુખમાં મચી રહ્યોરે;
જેમ પતંગીઓ રંગ ઉડી જાય. હવે૦ ૩
જેમ ઘાંચીનો બેલ દુઃખી ઘણોરે;
રાત દિવસ ધંધામાં રઝળાય. હવે. ૪
આ દેશ છે લુંટારો એવું જાણજે રે;
જેમ શાહુકાર વનમાં લૂંટાય. હવે. ૫
માટે ભજનરૂપી ધન તું રાખજે રે;
તારા દુઃખના સમે થાશે સ્હાય. હવે૦ ૬
માણેકદાસ ભજન નીરભે કરોરે;
ભવોભવનું દુઃખ દુર જાય. હવે૦ ૭

---

## ભજન ૧૦૮ મું

રાગ. ઉપરનો. પદ. ૪

લાખ વાતોની એક વાત માંનજેરે,
હરિ સ્મરણમાં રાખતા જે પ્યાર;
એવા સંતના બેલી શ્રી નાથજીરે. એ ટેક.
સત્ય રાખ્યું નરસીંહમેતે નાગરેરે;
જેનાં પૂર્યા મામેરાં તેણીવાર. એવા૦ ૧
મેવાડ ગઢમાં મીરાંએ સત્ય રાખીયુંરે;
ઝેર પીધાં શામળીએ સુખકાર. એવા૦ ૨
દૈત્યકુળમાં પ્રહ્લાદજી અવતર્યારે;
થંભ ફોડી પ્રગટયા મોરાર. એવા૦ ૩
ડાકોર માંહે બોડાણો ભક્ત થઇ ગયારે;
સાંમળીયો તોલાણો નિરધાર. એવા૦ ૪
ભક્ત સૂરદાસ થયો બહુ દુઃખીયોરે;
ઝાલી બાંહ્ય ઉતાર્યો ભવપાર. એવા૦ ૫

કાશીમાંહે કબીરજી થઇ ગયારે;
પોઠ લાવી સૂધાર્યો જમણવાર. એવા૦ ૬
માણેકદાસની અરજ તમે સાંભળોરે;
જવું પડશે નહિં જમકેરે દ્વાર. એવા૦ ૭

---

## ભજન ૧૦૫ મું.

રાગ. સંત કલ્પતરૂ શીતળ છાયા. એ પદ. ૧

પ્રથમ ગુરૂજીને શીશ નમાવું, એક ચીત્તે હરિના ગુણ ગાવું;
ત્રિવિધીના તાપ અંતરમાં સમાવું તો, અખંડ આનંદ આવે ઉરમાંરે.
બ્રહ્મ ખુમારી જેના ઘટમાંરે વ્યાપી, સદગુરૂએ બોધની કુંચી આપી;
ઝળહળ જયોત્ત એના ઘટમાં વ્યાપી તો, પ્રગટ દેખ્યો દેદારનેરે. ૧
હરખ શોક જેણે અગ્નિમાં બાળ્યાં, આવાગમનનાં દુઃખડાં ટાલ્યાં;
કોટી જન્મનાં દુઃખ ગયાં હાલ્યાં તો, ચોરાશીનું ખાતું ફેટીયુંરે. ૨
એક ચરાચર વ્યાપીક એછે, જડચેતનમાં રૂપ રહે છે;
એક ક્ષણું નહીં અળગો રહે છે તો, ભરપૂર સઘળે હું દેખતોરે. ૩
પિંડ બ્રહ્માંડ તપાસીને જુવો, મોહ નિદ્રામાં કેમ તમે સૂવો;
બાહેર ભટકી વસ્તુ તમે ખુવોતો, શીદ તમે કુટાઇ મરોરે. ૪
સતગુરૂ શરણુ વિના સુખનાંય, વસ્તુ મળશે તને તરતજ ત્યાંય;
માણેકદાસ ઓળખી બેઠા આંયતો, આનંદ સાગર ઉલટ્યોરે. ૫

---

## ભજન ૧૦૬ ઠું.

રાગ ઉપરનો પદ ૨.

પ્રગટ આતમા સરવેમાં દેખો, એક સ્વરૂપ વિના બીજો ન લેખો;
જડ ચેતનમાંહે જૂદો ન પેખોતો, આત્મદ્રષ્ટીથી વિચારજોરે.
અધિકાર વિના તે હાથ ન આવે, ચિત્તવૃતી એક ઠેકાણે લાવે;
શાંત સ્વરૂપ માંહે તે સમાવેતો, અનહદ વાજાં વાગશેરે. ૧
જયારે આત્માની આંખ ઉઘડશે, પ્રગટ દેખે તો ભીતર જડશે;
સૂન્ય શીખર ગઢ વેગેથી ચડસે તો, બ્રહ્મ ખૂમારી ચડે ઘણીરે. ૨
લોહ વજ જેનાં હ્રદય જડયાં છે, કઠોર કુબુદ્ધિએ ખુબ સડયાં છે;

સતગુરૂ કુંચી મલે ઉઘડયાં છે તે, ભાંણુ ઉદય ત્યાં તો થયોરે.૩
અલક નિરંજન દીસે છે આપ, એની માયાનો તો બહુ પરીતાપ;
એની કળાનો નહીં થાય માપતો, મૂરખો કાંઇ જાણે નહીરે. ૪
વેદશાસ્ત્ર તપાસીને જુઓ, અવગુણ પોતાના તમે તો ખૂઓ;
માણેકદાસ નીરભે થઇ સુઓતો, સાચી ભક્તિ ચીત ધારજોરે. ૫

---

## ભજન ૧૦૭ મું.

રાગ. ઉપરનો. પદ. ૩

અખંડ અનાદીના તમે રેહતા, કોટી જન્મથી ભવમાં ભટકતા;
લક્ષચોરાશીના ફેરા ફરતા તો, દુઃખનો પાર કદી નાવીયોરે.
આશા તૃષ્ણામાં પુરણ ભર્યાછો, લોભ મોહ મમતામાં ઠર્યા છો;
અધવચ તમે કુટાઇ મર્યા છો તો, પાછા વળી જોયું નહિરે. ૧
જ્ઞાન લેવા જાઓ ગુરૂને ત્યાંહી, અંતર જ્ઞાન થાશે મનમાંહી,
પછે રાંમ ઘટ દેખાશે આંહીતો, ભ્રમણા ભાગે તારા મનનીરે. ૨
અવિનાશી એતો સર્વ પ્રકાશી, જળ થળ માંહે રહ્યા છે એ વાસી;
કોઇએક વિરલાના ઘટ ઓળખાશી તો, આનંદ તેના અંગમાંરે. ૩
ત્રિકુટીપર મારો વાલો રમે છે, ઓહં સોહં જાપ જેને ગમે છે;
એકવીસ હજાર છસો જપે છે તો, અખંડ ધૂન લાગે અંગમાંરે.૪
જન્મમરણની આપદા ભાગી, મોહ મમતા મેંતો મેલી છે ત્યાગી;
માણેકદાસ જોયું હવે જાગીતો, એક ચરાચર દેખતોરે. ૫

---

## ભજન ૧૦૮ મું.

રાગ. ઉપરનો. પદ. ૪

ભક્તિ થકી વાલો રાજી રહે છે,
અવર સાધન તું શીદ લહે છે;
સાચી વસ્તુ તું હાથે ગ્રહે છે તો,
સનમુખ ઉભો સાંમળોરે.
મોટું પદ જેના હાથમાં આવ્યું,
ત્રિવીધીના તાપને તોરે સમાવ્યું;

પાંચોને મારી અંતર સુખ આવ્યું તો,
ઘટમાં પ્રગટ દીઠો દેખીયોરે.
સરવ સાધનનું ફળ તમે દેખો,
જપ તપ તીરથ એ નહી લેખો;
પ્રેમ સ્વરૂપ વિના બીજો ન પેખો તો,
દુઃખ દાળીદ્ર દૂરે જશે રે. ૨
સંકલ્પ વીકલ્પ નાશજ થાશે,
અનુભવ અંતર થએ પ્રકાશે;
એ તો જમનો માર શીદ ખાસે તો,
નીરભેની નોબત વાગશેરે. ૩
સેવાને સમરણ સાધન સાધો;
લક્ષ લેઇ અંતરમાંહે આરાધો;
એક ધણીનું ધ્યાન તમે લાધો તો,
સાચી વસ્તુ મળે શોભતીરે. ૪
પ્રેમની વાતતો પ્રેમીજન જાણે,
અવર શું જાણે એ મુરખ પ્રમાણે;
માણેકદાસ ઉદય થાસે ભાંણ જો,
અંધકાર ટળશે એ વેળારે. ૫

---

### ભજન ૧૮૯ મું.

રાગ. પ્રભાત પદ. ૧

દેહ ધર્યાનું પ્રમાણું તું રાખજે,
ફરી તને નહીં મળે આવો દાવ;
મોહ નિંદ્રામાંહે બહુ ઉંઘી રહ્યો,
હરી ભકિત કરી તુંતો લેને લાવ. ટેક.
આરે કાયાને તું કાચો કુંભ જાણજે,
ફુટતાં કંઇ નહી લાગે વાર;
તે તણો મિથ્યા તું ગર્વ કરી રહ્યો,
હાડ માંસ ભરી તેમાં ગાર. ૧

તું હતો કોણ ને કયાં થકી આવીઓ,
તેનો તું કરને મનમાં વિચાર;
જાવું છે કયાં ને કયાંરે જાઇશ હવે,
તેની તું ખોજ કરને લગાર. ૨
ગ્રંથ વાંચી વાંચી ભ્રમણતામાં પડયો,
રાત દિવસ નવી શોધ કરતો;
તેમાંથી કાંઇ તો માલ જડયો નહી,
અંતરના અવગુણ નહીં હરતો. ૩
પોથી લઇ બેસીયો તું તારા પેટની,
અંતરમાં રળવા તણા વીચાર;
તેમાં તારૂં કાંઇ કારજ સર્યું નહી,
સાંમાનો કેમ કરી થાય સૂધાર. ૪
કાયા દમન કરી કલેશ બહુ હોરિયો,
અંતરમાં જ્ઞાન નવ કાંઇ થાય;
માણેકદાસ હરિ ભક્તિ કર્યા વિના,
દુર્ગુણો કયાંથી ઝટ બળીરે જાય. ૫

---

## ભજન ૧૧૦ મું.

રાગ ઉપરનો પદ. ૨

અલ્યા મન ઓળખી લે આતમા તાહરો,
વિવેક વિચાર કરી શોધી લેજે;
બાહેર દ્રષ્ટીથી તું તો દેખીશ નહિ,
અંતરમાં દેખીશ તું હરીને સ્હેજે. ટેક.
આકાશ પાતાળ પૃથ્વી વીષે વસ્યો;
ક્ષણું એક નવ રહ્યા એતો ન્યારો;
જયાં જોઉં ત્યાં એનું રૂપ દેખાય છે,
કોઇક વિરલાનો આવ્યો આરો. ૧
જડ્ ચેતનમાં સર્વ અખંડ છે;
તેને હવે જોને તપાસી પોતે;

અંતરની આંખ તારી જાહરે ઉઘડે,
પ્રગટ દેદાર દેખાય જો તે. ૨
હું ને તું કરી બેઠો મૂરખ માનવી,
મનમાં વીચાર કરનેરે તું તો;
માત ને તાત નહીં પત્ની પુત્ર નહીં,
મોહ નિદ્રામાં ભરપૂર સૂતો. ૩
માર્ગમાં એક નરે દોરડું દેખીયું,
રાત અંધારીથી સર્પ ભાસ્યો;
વિવેકી મળશે કોઇ વાટ મારગ વિષે,
મનની ભ્રમણા મટી થઇ પ્રકાસ્યો. ૪
પુરો સંત તુજને મળશે જબ આ તકે,
અંતરના પડદા ઉઘાડે પળમાં;
માણેકદાસ ભજન નીરભે કરો,
ત્રિવિધીના તાપથી તું તો બળમાં. ૫

---

### ભજન ૧૧૧ મું.

રાગ. ઉપરનો, પદ ૩.

દેખી લેને હવે દેદાર તાહરો, પ્રગટ દીસે તારૂં ઘટ ઉજાળ;
બાહેર ભીતર એક રમી રહ્યા અંતરની દ્રષ્ટીથી તુંતો ભાળ. ટેક.
બાહેર દોડ કરી તેંતો બહુ ઘણી, તીર્થ ફરી ફરી ચરણે હાર્યો;
તોય તારા અંતરના દોષ તો નવ ગયા, કામને ક્રોધ તેં નહીં નિવાર્યો. ૧
આવાગમનનું મોટું દુઃખ તાહરે, ચોરાશીનો ફેરો ફરીને આવ્યો;
હજુ ન ચેત્યો અલ્યા મૂરખ માંનવી, દુઃખ દરિયા માંહે ભવ ડુબાવ્યો.૨
ઘડી પળ ગોવિંદ ગુણ નવ ગાઇયા, ઘરના ધંધા માંહે બહુ ગુંચાયો;
માયા બંધન થકી છુટી શકયો નહી, સુખ સમુદ્રમાં નહીં આવ્યો. ૩
તું હતો કોણુને કોને વળગી રહ્યો, તેનો વિચાર તેં નવ કીધો;
ઉઠ આળસ મેલી હવે અભાગીયા, સંત સમાગમ કરને સીધો. ૪
પોતાનું ઘર તને તો જડયા વિના, દુઃખનો આવ્યો નહીં કાંઇ અંત;
માણેકદાસ હવે વીનવે તુજને, વેગે કરજે રૂડા સંગ સંત. ૫

### ભજન ૧૧૨ મું.

રાગ. ઉપરનો પદ. ૪.

સર્વેમાં એક અખંડ વ્યાપીક છે,
કયાંઇ નહી એહ વિણ ઠાલો ઠામ;
આત્મદ્રષ્ટીથી મનમાં વિચાર જે,
ઘટમાં રમી રહ્યો તારો રામ. ટેક.

કોટી કલ્પથકી ભ્રમણામાં તું ભમ્યો,
સદગુરૂ બોધ વિના સુખ ન હોય;
માટે જા સદગુરૂ શરણે નિર્મળ થઇ,
અવિદ્યાનું મૂળ તારૂં તરત ખોય. ૧

સ્વપ્નામાં વાંઝણી સ્રીને પૂત્ર થયો,
મગ્ન રહી તે સમે આનંદ લીધો;
જાગી જોયું ત્યારે કાંઇ જડયું નહી,
મનમાંહે શોક અપાર કીધો. ૨

કલ્પીત માત્ર આ સર્વનો દેહ બન્યો,
મિથ્યા ભ્રમણા લાગી તારા મનમાં;
હું નહી તું નહીં એ નિશ્ચે જાણજે,
ખોજ કરી જો જરા તારા તનમાં. ૩

હીરો પડયો એક મારગના વિષે,
અજ્ઞાની નર તણા હાથ આવ્યો;
પારકું ભીતર કાંઇ જડયું નહિ,
અમુલ્ય હીરો મૂરખ ત્યાં ગુમાવ્યો. ૪

હીરાની પરિક્ષા કોઇક વિરલા કરે,
મૂરખ શું જાણે અભાગી એતો;
માણેકદાસ હવે ઓળખી બેસીયા,
અંતરમાં દેખી આનંદ લેતો. ૫

## ભજન ૧૧૩ મું.

રાગ. કરીએ શ્રીકૃષ્ણ ઉપાસના. એ. પદ. ૧

જીવ તું સત્સંગ કરજે, તેમાં મળશે સુખકાર;
અવર વસ્તુ નવ રાખજે, મળશે આનંદ અપાર;
પ્રીતે મળીયે પરીબ્રહ્મશું. એ ટેક.
સાચો સ્નેહ સંત સાધુનો, ત્યાં છે અખંડ આનંદ;
હેતે પ્રીતે તું બેસજે, ટળશે ચોરાશી ફંદ. પ્રીતે૦ ૧
કાગવૃત્તી તું ટાળજે, થઇ હંસ સમાન;
અંધકાર મટશે તવ તાહરો, ભાંણુ ઉદય તે વાંન. પ્રીતે૦ ૨
સત્સંગ મહીમા અપાર છે; તેને કળે નહી કોય;
શિવ વિરંચીને શારદા, ભાખી ગયા તે જોય. પ્રીતે૦ ૩
બીજાં સાધન ન કામનાં, સાચો સત્ગુરૂ સંગ;
પ્રીતે કરી તું બેસજે, ચડશે ચોગણો રંગ. પ્રીતે. ૪
સંત કલ્પવૃક્ષ જાણજે, તેનો અધીકારી કોય;
મસ્તક મેલી ત્યાં બેસશે, આત્મા શીતળ હોય. પ્રીતે. ૫
ઇયળ પડી એક માર્ગમાં, ભમરે આવી ત્યાં જોય;
તેને દયા બહુ ઉપજી, ઉડી ટાંકે તે સોય. પ્રીતે૦ ૬
દુર્ગંધ જળ જૂઓ ખાળનું, ભળે ગંગમાં તેહ;
એક રૂપે તે થઇ જસે, માણેકદાસ કહે જેહ. પ્રીતે. ૭

---

## ભજન ૧૧૪ મું.

રાગ. ઉપરનો પદ. ૨.

એક અખંડ છે આત્મા, દેખો સરવેમાં એહ;
કર્તાની કરણી કેવી બની, જૂવો ઘટમાંરે તેહ;
નિર્ગુણ રૂપને તું દેખજે. એ ટેક.
ઘટ ઘટ પ્રત્યે રમી રહ્યો, સૌનો જુજવોરે રંગ;
જોયાની રચના ઘણી, કોઇનું નવ મળે અંગ. નિર્ગુણ૦ ૧
અવીચળ રહ્યો બ્રહ્માંડમાં, નહીં મળે નામને રૂપ;
લાંબો પહોળો દીસે નહિં, એનું અકળ અનુપ. નિર્ગુણ૦ ૨
આદી મધ્યને અંતમાં, કોઇનો કળ્યો નહીં જાય;

શિવ વીરંચી ગાઇ ગયા, વેદ પુરાણુ ગવાય. નિર્ગુણ૦ ૩
શોધે તેનો પાર નહીં આવે, મિથ્યા જૂવોછો એહ;
નામના નિશાંને બેસજો, તરશે નહીંરે સંદેહ. નિર્ગુણ૦ ૪
એની માયા કળાય નહિ, એનો નહી આવે અંત;
હરતાં ફરતાં નામ લીજીએ, મળશે તેથી સુખસંત. નિર્ગુણ૦ ૫
આ દેહ કુસુમ સમ જાણવી, મત કરવો અહંકાર;
જૂઠી બાજી આ જાણજે, વણસતાં લાગે ન વાર. નિર્ગુણ૦ ૬
વૃથા અવતાર શીદ ખૂઓ, સંતોની શીખ લ્યો લગાર;
માણેકદાસ કહે હારીયા, સમજાવે છે બહુ વાર. નિર્ગુણ૦ ૭

---

### ભજન ૧૧૫ મું.

રાગ ઉપરનો પદ ૩.

ભક્તિ મોટું સાધન છે, એનો જાણે કોઇ ભેદ;
કરસે કોઇ સંત સૂરવીરને, બીજો શું જાણે નીખેદ;
સાચો સંગ્રામ સૂરવીરનો. એ ટેક.
બગલો મોતીને શું કરે, મોતી હંસોનો ચાર;
અવર વસ્તુ ભાવે નહિ, આઠે પહોર ઉચ્ચાર. સાચો૦ ૧
હોય અંતઃકરણ ઉજળાં, ઠરશે રૂદીયાની માંય;
બીજો ભેદ તે જાણે નહી, વસ્તુ મળશે નહીં કયાંય. સાચો૦ ૨
નિર્મળ બુદ્ધિથી ન્યાળજો, એતો અળગો નહિ હોય;
બોલે એ બીજો ન જાણજે, તારા ઘટમાં તું જોય. સાચો૦ ૩
કામ ક્રોધ તું ટાળજે, મૂકી દેહાભિમાન;
ભક્તિનાં લક્ષણ ત્યાં આવશે, પછે વળશે સુખસાન. સાચો૦ ૪
બાહેર ભીતર રમી રહ્યા, તું હવે નયણેથી દેખ;
ક્ષણું એક અળગો નવ જાણજે, બીજી વસ્તુ નહીં પેખ. સાચો૦ ૫
દેખાદેખી દોડે ઘણો, તેમાં તારૂં ન સૂધરાય;
અંતર પડદા જો ઉઘડે, આત્મા પ્રગટ જણાય. સાચો૦ ૬
નિશ્ચે કરી તું હેરજે, સમરો ત્રીભોવન નાથ;
હીરો મારગ વિષે પડયો, માણેકદાસે લીધો હાથ. સાચો૦ ૭

---

## ભજન ૧૧૬ મું.

રાગ ઉપરનો પદ. ૪.

સાચો સ્નેહ ગુરૂદેવનો, તેનો કરને સંગાત;
પળમાં હેમ બનાવશે, ટાળી લોઢાની જાત.
સાચી પ્રીત પરીખ્રક્ષશું. એ ટેક.
તન મન ધનથી તું હોરજે, લેજે જ્ઞાન અપાર;
આત્મા નિરમળ થઈ જશે, તારો ટળશે અંધકાર. સાચી૦ ૧
ગુરૂજ્ઞાન ધરને તું કાનમાં, જ્યારે ઉતરે ઘટમાંય;
અંતર આત્મા પ્રગટ દીસે, તારૂં સુખ છે ત્યાંય. સાચી૦ ૨
સાચી પ્રીતો પતંગની, રાખી દિવાની માંય;
પ્રાણ ગયે ટેક નહી ચુકે, બીજો વિશ્રામ ન કયાંય. સાચી૦ ૩
સાચો સ્નેહ જળના વિષે, માછીએ લીધી ટેક;
મરતાં સૂધી છોડે નહી, જૂવો તેનોરે નેક. સાચી૦ ૪
ખારા સમુદ્રની માછલી, મીઠા જળમાં જીવ જાય;
પ્રીતો તેની કેવી બની, જૂવો ચીત્ત માંહે લાય. સાચી૦ ૫
એક ભ્રમર કમળ વિષે, તેનો સ્નેહ અપાર;
તેને આનંદ વધ્યો ઘણો, ત્યાં રહી લે છે સુખકાર. સાચી૦ ૬
સંતોનું ચીત હરી ધ્યાનમાં, તેતો કદી ન પલટાય;
માણેકદાસ નિર્મળ થજો, મિથ્યા શીદ ફેરા ખાય. સાચી૦ ૭

---

## ભજન ૧૧૭ મું.

રાગ પ્રભાળ. પાંચ તત્ત્તનું બંધાણું પૂતળું એ. પદ ૧.

એવો નામ અમીરસ જે પીએ, તેને પીતાંરે;
થાએ હરખ અપાર, અવિનાશીને ઓળખે. એ ટેક.
એવો અજર પ્યાલો અતીધણો, તેનો અધીકારીરે;
કોઇ વિરલો નિસ્તાર. અવિ૦ ૧
મિથ્યા સપ દેખીને ભમી ગયો, હતું દોરડુંરે;
જોયું કરીને તપાસ. અવિ૦ ૨
એવું મિથ્યા જગત બહુ ભાસે છે, જાગી જોતાંમાંરે;
જોયું અખંડ પ્રકાશ. અવિ૦ ૩

જ્યારે ભ્રમણા ભાગે તારા મનની, પછે ઓળખાશેરે;
તારા અંતરમાં રામ. અવિ૦ ૪
એવી ઓળખ્યાની એધાંની જાણજે, તારી પ્રવૃતીરે;
હવે રાખે તું ઠામ. અવિ૦ ૫
પાંચ વિષય તો તારા વૈરી થયા, તેને કાઢજેરે;
તને થાયે સુખશાંત. અવિ૦ ૬
માણેકદાસ અમૃતના ભોગીયા, તમે પીજીઓરે;
પ્રેમીજન પુન્યવંત. અવિ૦ ૭

---

### ભજન ૧૧૮ મું.

રાગ ઉપરનો. પદ ૨.

સંત મહિમાનો પાર હું શું કહું, તેનો કહેતાંરે;
પાર પામ્યા નહી શેષ, સમાગમ સંતનો. એ ટેક.
સંત કલ્પવૃક્ષ તું જાણજે, ત્યાં હવે ઠરસોરે;
ત્રિવિધી તાપ બાળેશ. સમાગમ૦ ૧
એક પારસનો સંગ અતીઘણો, તેના સંગમાંરે;
લોહું હેમ સમાન. સમાગમ૦ ૨
એક ભ્રમર રહે કમળના વિષે, પેલો ઘેઘોરે;
પડયો વિષ્ટા બેભાન. સમાંગમ૦ ૩
ત્યાં જઇ મરે ઘેંઘાને ભોળવ્યો, વાસ કરાવ્યોરે;
થયો આનંદ અપાર. સમાગમ૦ ૪
ખાબોચીયાનું જળ દુર્ગંધ છે, ભળે ગંગમાંરે;
થાયે સરિતા તે વાર. સમાગમ૦ ૫
સંત કામધેનુના સમાન છે, તેને સેવતાંરે;
નિર્મળ થાયે આ વાંન. સમાગમ૦ ૬
માણેકદાસ સંગ કરો સંતનો, જીવ મટશેરે;
થાશો શિવ સમાન. સમાગમ૦ ૭

### ભજન ૧૧૯ મું.

રાગ ઉપરનો. પદ ૩.

માયા મરમની મોટી જાળ છે, માંહી પડીયા રે;
જીવ અનંત અપાર, ચેતી લેને પ્રાણીયા. એ ટેક.
કંઇ કાળથી માયામાં તું પડયો, દુઃખ વેઠયું રે;
તેં તો અપરંપાર. ચેતી૦ ૧
તેં તો સંત સમાગમ ખૂબ કર્યા, તોય ન ઓળખ્યા રે;
તારા અંતરમાં શાંમ. ચેતી૦ ૨
વિષય વાસનાનું મૂળ ના ગયું, રાત દિવસ રે;
માયાની છે હાંમ. ચેતી૦ ૩
તારા અંતરનો મેલ તો નવ ગયો, ખોટાં આચરણ રે;
કેતાં નહીં આવે પાર. ચેતી૦ ૪
કાંઠે આવેલું નાવ આ ડુબશે, હવે ચેતજે રે;
લોભી જીવ ગમાર. ચેતી૦ ૫
જન્મ મરણનું દુઃખ મોટું જાણજે, માટે સમરો રે;
એક રાઘવરાય. ચેતી૦ ૬
માણેકદાસની શીખ હવે માંનજે, મૂખે બોલજો રે;
શ્રી રણછોડરાય. ચેતી૦ ૭

---

### ભજન ૧૨૦ મું.

રાગ. ઉપરનો. પદ ૪.

પાપ માર્ગમાં ખર્ચ કરે ઘણું, પરમાર્થમાં રે
કોડી નવ ખર્ચે દામ, વેળા તારી કેમ વળે. એ ટેક.
જૂઠું બોલતાં લાજ લગાર નહિ. પારકું બૂરૂ રે;
કરવાની તને હાંમ. વેળા૦ ૧
પ્રીત દેવાળા સાથે ઘણી કરે, ઘરમાં ધૂણે રે;
પતી પત્ની દુઃખદાય. વેળા૦ ૨
દોરા ચીઠીમાં વાપરે દોકડા, વહેમ ભરીયો રે;
તારા ઘટમાં દેખાય. વેળા૦ ૩

ઘરમાં કંકાસ થાયે નીત્ય ઘણો, લોક જૂવેરે;
તારા ઘરનો ખુવાર. વેળા૦ ૪
ચોરી ચાડી ઉપર તને પ્રીત ઘણી, મન હરખાતુંરે;
પૂત્ર પુત્રી પરીવાર. વેળા૦ ૫
હરી અર્થે કોડી નવ વાપરે, કિર્તી લેવારે;
દામ બમણા લુંટાય. વેળા૦ ૬
પટલાઇમાં હવે પૂરો થયો, તારા ડહાપણુમાંરે;
વહેલી લાગી છે લાય. વેળા૦ ૭
માણેકદાસ એવો સંગ નવ કીજે, તેના સંગમાંરે
સુખ નહીં દુઃખદાય. વેળા૦ ૮

---

## ભજન ૧૨૧ મું.

રાગ. ઓધવજી સદેશો કહેજો શામને. એ પદ. ૧

નંદકુંવરજી તમે ક્યારે આવશો,
ઘણા દિવસથી મળવાનું મને મનજો;
આશા રાખી બેઠો એક ચીત્તે કરી,
અગ્નિ લાગી અનંત મારા તનજો. નંદ૦ ટેક.
આજકાલ કરતાં વરસો અતીશે વીતીયાં,
દિલાસો દઇ ગયા નંદકુમારજો;
તમો વિના તો મારે ઘડી નવ ચાલતું,
રાત દિવસ મને ઝુરણા તમારી અપારજો. નંદ૦ ૧
તમ કારણીએ માતપીતા હમે મુકીયાં,
છોડી દીધો કુંઇ સગાંકુટુંબનો સાથજો;
પ્રીતો બાંધી વાલા મેંતો તમ તણી,
નથી મારે કોઇ માણુસનો સંગાથજો. નંદ૦ ૨
આવ્યાની વાટોરે હું જોતો ફરૂં,
સૂજે નહિ કાંઇ કાજ મુને લગારજો;
ખાવા પીવામાં મારૂં ચીત્ત ભળે નહિ,
નિદ્રા નાવે ઘડી પલક નિરધારજો. નંદ૦ ૩

જન્મો જન્મનો સંગ છે વાલા તાહરો,
ભુલી ગયા મારા આતમના આધારજો;
રાંક ઉપર નજરોરે રાખો તમે ધણી,
આશરો મારે તમારો આત્તારજો. નં૦ ૪
સદા સવદા પ્રીતી તમોમાં રાખસો,
માયા કટક દીસે છે વિકટ અપારજો;
તેમાંથી તમ સેવક ઉગારી લીજીએ,
માંણેકદાસ શરણે આવ્યો છે તારજો. નં૦ ૫

---

### ભજન ૧૨૨ મું.

રાગ ઉપરનો પદ. ૨.

વાલાજી મારા કઠણ કળજુગ આવીઓ,
તેમાં મુજને શીદ દીધો અવતારજો;
કામક્રોધનું મૂળ દીશે બહુ આકરૂં,
ઘડી પલક મુને ઠરવા નદે લગારજો. વાલાજી૦
મન ચંચળ મારૂં ચોફેર ફરતુંફરે,
શાંત થઇને બેસે નહિ તલભારજો;
હરિ ભજવામાં હેત ઘડી નવ આવતું,
નાટક ભવૈયા જોવા બહુ હોંશિઆરજો વાલાજી૦ ૧
આશા તૃષ્ણા મુજને બહુ સંતાપતી,
વિષયવાસનાનું મૂળ બળે ન લગારજો;
મોહ માયાને લોભમાં બહુ ફરતું ફરે,
સમજાવું હું બહુ કરી વિસ્તારજો. વાલાજી૦ ૨
સંસાર સાગરમાંહે અગ્નિ લાગી રહી,
ક્યાંઇ નામળતો મુજને કંઇ વિશ્રામજો;
અંતરમાં વ્યાધિ લાગી છે તાહરી,
હરિ ભજવાની મુજને બહુછે હાંમજો. વાલાજી૦ ૩
દુઃખ દરિયાથી મુજને હવે બચાવજો,
આતો દીસેછે વનવગડો ઘણો ઘોરજો;
જ્યાં જોઉં ત્યાં ધરતી ખાવા ધાય છે,

કયાંઇ ન મળે બેસવાનો મને ઠોરજો. વાલાજી૦ ૪
મળબુદ્ધિ ચાલે નહિ કંઈ તલભારતો,
રહ્યોછું હું તુજ નામતણે આધારજો;
માંણેકદાસને હવે તમે નિરસેકરો,
બાંહે ઝાલીને ઉતારો પેલેપારજો. વાલાજી૦ ૫

---

### ભજન ૧૨૩ મં.

રાગ ઉપરનો પદ.

તુંતોરે પરદેશથી વેપારી આવીઓ,
માલ લાવ્યો કંઇ અનહદ કો[illegible] અપારજો;
વિવેક કરીને વેપાર તારો માંડજે,
નફા ટોટાનો કરજે તું [illegible]ચારજો. તુંતો૦ ટેક.
કામક્રોધ જેવા મોટા નોકર રાખીયા,
મોહમદ જેવા ખતૈયા રાખ્યા સાથજો;
નફા ટોટાનો મેળ કદી નવ મેળવ્યો,
મૂંડી ગુમાવી મૂરખ તારે હાથજો. તુંતો૦ ૧
દયા ધરમની દુકાન હવે માંડજે,
સુભ કર્મોનો માલ ભરો અવારજો;
ક્ષમાસંતોષી નોકર વેગે રાખજે,
ચિત રાખીને વહોરજે માલ અપારજો. તુંતો૦ ૨
સંસાર સાગર અતી ઉંડા જળે ભર્યો,
ઉતરવાનો કરજે તું વિચારજો;
ભક્તિ રૂપી નાવમાં વેગે બેસજે,
દોરી દેજે હરી હાથ હેતે હિતકારજો. તુંતો૦ ૩
સ્થિર બુદ્ધિ કરી વેગેનાવ ચલાવજે,
નિશ્ચે રાખો ઉતર્યાની સંભાળજો;
ઘડી પલકનો ભરૂંસો તું નવ રાખજે,
હરી સ્મરણુ કરી હેતે તુંતો ચાલજે. તુંતો૦ ૪
મનુષ્યદેહનો ફેરો હવે તારો ટાળજે,

નહીં મળે ફરી તુજને આવો લાવજો;
માણેકદાસની અરજ હૃદયમાંહે ધરો,
પાંચાંને પકડી એક ઘેરે હવે આવજો. તુંતો૦ ૫

## ભજન ૧૨૪ મું.

રાગ ઉપરનો પદ. ૪

ઓધવજી મારીરે અરજો સાંભળો,
કૃષ્ણ ગયા છે મુકી હમારો સાથજો;
પાછું ફરી નવ જોયું તેણે અમભણી,
ઘણા દહાડાનો સ્નેહ તેના સંગાથજો. ઓધવજી૦
કામણ કર્યું છે મુજને એણે કારમું,
એની માયાને કળી શકે નહીં કોયજો;
વેહ લાગે છે મૂજને એના નામની,
દેલી ફરૂં છું ફટકારો જેમ હોયજો. ઓધવજી૦ ૧
કુટુંબીજન સહુ ફટફટ મુજને બહુકરે,
લોક કહે એને વળગ્યું જાણે ભૂતજો;
અંતરની લગની લાગી રહી પ્રેમની,
પ્રીત નહીં મારે સગાં સહોદર સૂતજો. ઓધવજી૦ ૨
વાલા વીયોગે થઈ છું હું તો દુબળી,
સૂરતા લાગી નંદ કુંવરની પાસજો;
આવ્યાનો આગરોરે, મેં બહુ રાખીયો,
હજુ ન આવ્યા આતમના સહવાસજો. ઓધ૦ ૩
આટલોરે સંદેશો કહેજો લાલને,
કહેવામાં કાંઇ બાકી ન રાખો લગારજો;
મારારે સમ તમે આંટી કંઇ નવ રાખતા,
વાલાને લઇ તમે આવસો આંણી વારજો. ઓધ૦ ૪
તમો આવે મને આનંદ અતીશે ઉપજે,
પ્રેમ કરીને ભેટું તેણીવારજો;
માણેકદાસના સ્વામી વ્હેલા પધારશો,
ઉતારસો આ ભવ સમુદ્રની પારજો. ઓધ૦ ૫

## ભજન ૧૨૫ મું.

રાગ ઉપરનો પદ. ૫

આવ્યો મનુષ્ય દેહ તુજને મોંઘા મુલનો,
વિવેક કરીને જાળવજે આંણી વારજો;
પાછો ફેરો પડશે અભાગી આ સમે,
હરી ભજયાનું ટાંણું ઉરે ધારજો. આવ્યો૦ ટેક.
જન્મ મરણનો ફેરો હવે તું ટાળજે,
વખત વીતે આવે નહીં કાંઇ કામજો;
આશરો રાખો હવે એના નાંમનો,
પડશે નહિં કંઇ ભક્તિ કેરા દામજો. આવ્યો૦ ૧
ગુરૂ શબ્દનું જ્ઞાન હવે તું રાખજે,
દ્રઢ મન રાખી ઉતારો ઘટમાંયજો;
વિવેકે કરીને વેગે ચાલજે,
એના વીના તને સુખ મળે નહીં કયાંયજો. આવ્યો૦ ૨
સંસાર સાગર ખોટી બાજી જાંણજે,
સ્વપ્નામાં જેમ જોયું ખોટું હોયજો;
દીસે જેવા ધુમાડા ના બાચકા,
આંખ ઉઘાડી નજરે હવે તું જોયજો. આવ્યો૦ ૩
કોટી કલ્પથી પ્રાણી તું બહુ આથડયો,
કયાંઈ ન મલ્યો રહેવાનો વિશ્રામજો;
નવ મહીના તું મળ મૂત્ર માંહે રહ્યો,
કોલ કરીને આવ્યો આંણે ઠાંમજો, આવ્યો૦ ૪
વિષય વાસના અંતરમાં વ્યાપી ઘણી,
હજુ તુજને એનો નથાએ અભાવજો;
માણેકદાસની શીખ હ્રદયમાં રાખજે,
હરી સ્મરણમાં હેત હવે તું લાવજે. આવ્યો૦ ૫

---

## ભજન ૧૨૬ મું.

રાગ ભલે શુકન થાઓ સારા આનંદ છેરે લોલ. એ

ભલે સુખ મળે સવળું, બહુ હરખ છેરે લોલ.
ભલે દુઃખ પડે અવળું. બહુ હરખ છેરે લોલ.
ભલે મુરખ કરી માંનો, બહુ ભલે ડાહ્યો કે દીવાનો. બહુ ૧
ભલે શુકન સારા લાવો, ,, ભલે અપ શુકન આવો. ,, ૨
ભલે ભાવતાં ભોજન આપો, ,, ભલે છાશ ઘેંશ થાપો. ,, ૩
ભલે માન કદી મળશે, ,, ભલે અપમાનમાં ભળશે. ,, ૪
ભલે ગાદી ટકીઆ આવો, ,, ભલે ફાટી કંથા લાવો. ,, ૫
ભલે રોજ રહું દુઃખી, ,, ભલે સદારહુ સુખી. ,, ૬
માણેકદાસ પ્રભુ દેખે. ,, જેથી થાય ભવ લેખે. ,, ૭

---

## ભજન ૧૨૭ મું.

રાગ. ઉપરનો. પદ. ૨

ભલે હાલ મરણ થાય, બહુ હરખ છેરે લોલ.
ભલે આયુષલાં ખુંજાય–બહુ હરખ છેરે લોલ.
ભલે સંસારી કહેવાઉં, બહુ કદી ત્યાગીમાં ગણાઉં. બહુ ૧
ભલે મોટો કરી માંનો, ,, હું તો કહેવામાં છું નાનો. ,, ૨
ભલે પૂજન કરી થાપો, ,, કદી ગાળો ઘણી આપો. ,, ૩
ભલે ધનં મળે ઢગલો, ,, પહેર્યો ઉતારે કોઇ ડગલો. ,, ૪
ભલે મહેલ રહેવા મળે, ,, શીત તાપથી તન બળે. ,, ૫
ભલે રાજગાદી આવો, ,, પાસે દામ કોડી નાવો. ,, ૬
માણેકદાસ સુખ સરવે, ,, ભજન ભાવથી દુઃખ હરવે. ,, ૭

---

## ભજન ૧૨૮ મું.

રાગ ઉપરનો. પદ. ૩

સુખ સાગરમાં માલે, બહુ સુખીઆરે લોલ.
પાપ મારગ જે જાલે, અતી દુઃખીઆરે લોલ.
પ્રીત પ્રભુ સાથે સારી, બહુ મ્લેચ્છ દેવ જપે વધારી. અતી ૧
સાચા સંતોથી સ્નેહ, ,, કરે કુસંગ નર જેહ. ,, ૨

રૂડું કર્યાની છે રીત, બહુ ભૂ ડું કરવામાં છે પ્રીત. અતી ૩
ભજન ભાવ કરે દહાડી, „ કરે લોકો તણી ચાડી. „ ૪
જેને ધર્મ લાગે રૂડા, „ અનિતી કરે નર ભૂંડા. „ ૫
પૂરી લગ્ની લાગી જેને, „ સત સંગથી જાય ભાગી. „ ૬
માણેકદાસ રામ હ્રદે, „ કુબુદ્ધિમાં નર કુદે. „ ૭

## ભજન ૧૨૯ મું.

રાગ ઉપરનો પદ. ૪

સાચી ભક્તિનો સહેવાસ, મોક્ષ પામીઓરે લોલ.
ખટકર્મ કર્યા નાશ નરકે જામીઆરે લોલ.

હંસ સભામાં છે પ્રીત, મોક્ષ બગલા સાથે બેસેનીત. નરકે ૧
કામ ક્રોધ નાંખો બાળી, „ અહંકાર રાખ્યો જાલી. „ ૨
સંત સેવા લાગે સારી, „ સાચી વાત લાગે ખારી. „ ૩
વેદ પૂરાણુ જે ગાય, „ ભાંડભવૈયા જોવા જાય. „ ૪
જેણે મન નાંખ્યું મારી, „ વિષયમાંહે પ્રીત ભારી. „ ૫
દેવ દરશનનું નેમ, „ નિદ્રા કરવા માંહે પ્રેમ. „ ૬
માંણેકદાસ પ્રભુ પ્રીત, „ માયામાં છે ઘણું ચીત. „ ૭

## ભજન ૧૩૦ મું.

રાગ. નાથ કેસે ગજકો બંધ છોડાયો.

નાથ તેરી માયા અચરજ ભારી;વામે સબ જુગ ભારે દુઃખારી. નાથ૦
ગર્ભાવાસ નવ માસ રહ્યો તબ, અચેત રહો તું ભારી;
બાહેર આયો જબ ભૂલી ગયોહે, જુવતી સંગ કરી યારી. નાથ૦ ૧
માત પીતા જર જર્માનકી સંગે, અહોનિશ રહ્યાહેલોભાઇ;
હરી સમરણુકી યાદ બીસારીતો, ફોગટ ફેરા ગુમાઇ. નાથ૦ ૨
કામ ક્રોધ અરૂલોભ મોહમદ, સાથ રહો છે કસાઇ;
એક પલકકી ખબર નહીંતો, ફોગટ ફંદ મચાઇ. નાથ૦ ૩
આયોતો લાભ લેવાકે કારણુ, ઉલટી મૂંડી ગુમાઇ;
માણેકદાસ કહે કરજોડી, ચરણુકમળમાં લોભાઇ૦ નાથ૦ ૪

## ભજન ૧૩૧ મું.

રાગ ભોજાભગતના ચાબખા. પદ. ૧

જીવ તું શીદને ફેરા ખાય; તારૂં આયુષ વીતી જાય.
કોટી જન્મથી તું તોરે ભમતો, સુખનો સમય નહી થાય;
દુઃખ દરિયામાં ડુબી રહ્યો, શાને ચોરાશીમાં ભટકાયરે. જીવ૦ ૧
કુસંગ સંગથી પ્રીતી બાંધીને, હરખ ઘણેરો થાય;
નિદ્રા કરવામાં નજર ઘણી છે, અધ વચમાં લટકાયરે, જીવ૦ ૨
પાંચ સાત માણુસ ભેગાં કરીને, પારકી પંચાત ગાય;
વાતો કરતાંમાં વઢી પડે છે, ભજન ભાવ કદી ન ખમાયરે. જીવ૦ ૩
પ્રભાતે ઉઠી ગાળો બોલે છે, રીસ આંબળો નહીં જાય;
નાહ્યા ધોયાનું નેમ મલે નહી, ઘર ધંધે કુટાયરે. જીવ૦ ૪
દેવ દરશનથી વેગળો ફરે, જ્ઞાન લેવા ચીન્તે નહીં રહાય.
માણેકદાસ એવો સંગ તજી, મારૂં વચન ચીતમાં લાયરે. જીવ૦ ૫

---

## ભજન ૧૩૨ મું.

રાગ ઉપરનો પદ. ૨

મૂરખો માયા દેખીને મલકાય; તેહને આતમ જ્ઞાન કેમ થાય.
કુટંબ કબીલે વળગી રહીને, મનમાં અતી હરખાય;
તારૂં તેમાં નહીં કાંઇજ સુધરે,
અંધરે શીદ અથડાયરે. મૂરખો૦ ૧
ઘરનાં માણુસ કોઇ ગણે નહીં, ફુલી ડહાપણમાં ભટકાય;
કડવાં વચન બોલેનારી ઘણેરાં,
તારા હૃદયે કેમ ખમાયરે, મૂરખો૦ ૨
લોભ લાલચમાં દુઃખી થતો તું, આશા તૃષ્ણાએ તણાય;
સુખનો સમય વહી જાય છે તારો,
કોણ આવી કરશે પછી સ્હાયરે. મૂરખો૦ ૩
મુવા કેડે દશ દહાડા રોઇને, ધનમાળ તારૂં તોલાય;
કુટંબ કબીલો ક્રિયા કરી,
નારી પર ઘર ચાલી જાયરે. મૂરખો૦ ૪

ભજન કર્યા વિના ભટકી મરે, આગળ દીસે ઘાંટી દુઃખદાય;
માણેક દાસ કહે ચેતને સવેલો,
તું તો પાછળથી પસ્તાયરે. મૂરખો૦ ૫

---

## ભજન ૧૩૩ મું.

રાગ ઉપરનો પદ. ૩

જીવતું ચેતીલે આંણીવાર; આગળ ખાઇશ જમનો માર.
પાંણી પહેલી તું પાળજ બાંધજે, વખત તારો સંભાળ;
પાછળથી પસ્તાવું પડે નહીં, કહ્યું માન મારૂં લગારરે. જીવ૦ ૧
કયાંથી આવ્યો કયાં જઇશ તેનો, કરને જરા વિચાર;
પોતાનું ઘર તને જડયા વિના, સુખ મળે નહીં તલભારરે. જીવ૦ ૨
જન્મ મરણ દુઃખ મોટું ગણી, કર ઉપાય ઝટ હીતકાર;
પળ પળ આયુષ વીતી જાયે, શીદ થાયે હવે ખુવારરે. જીવ૦ ૩
સંત સમાગમ સાચો ગણી, કરે દુઃખ પડે ન લગાર;
અંત વખત તે સાથે રહી, દેશે મોક્ષ તને નિરધારરે. જીવ૦ ૪
કુડ કપટને છોડી દઇ, હરી ભજો થઈ વિસ્તાર;
માણેકદાસનું વચન પાળો, ઉર આનંદ રાખી અપારરે. જીવ૦ ૫

---

## ભજન ૧૩૪ મું.

રાગ ઉપરનો પદ. ૪

દુઃખમાં ડુબી ગયા મોટા; બાંધ્યા કર્મ તણા કોટા.
ખટરસ વહાલો ગણી, કર્યા શુભ કર્મ માંહે ટોટા;
જીવ જાયે દુઃખ થાયે ઘણું, જુઓ મારે છે જમ સોટા. દુઃખમાં ૧
પરનારી સાથે પ્રીતી કરે, દોષ જુએ બેશી ઓટા;
હરિ ભજનમાં હેત નહીં, વાળે મનમાંહે ગોટારે. દુઃખમાં. ૨
હરખ શોકમાં ડુબી ગયા, બોલ બોલે ઘણા ખોટા;
ખાવા પીવા સારૂં જોઇએ વળી, જુઓ વાલા છે સાળ જોટા. દુઃખમાં. ૩
સંત શીખામણ કાને ન સુણે, મોહ માયામાં રહે પલોટા;
અંતર આત્મા જોયો નહીં, બાહેર દેછે ઘણા દોટારે. દુઃખમાં. ૪
દેવ દરશનનું નેમ નથી, એને ભરમ ઘણા મોટા;
માણેકદાસ કહે ભજન કર્યા વિના, રહ્યાએ તોલ ખોટારે. દુઃખમાં. ૫

---

### ભજન ૧૩૫ મું.

રાગ ઉપરનો. પદ ૫.

કુબુદ્ધિ કળજુગમાં બહુ થાય; તેથી સંસાર દુખી જાય.
માત પીતા બહું પાપી થયાંને, વિષયમાં અતી લપટાય;
પ્રજા તેનીપણ તેવી પાકે, દુઃખ દરિયામાં બહુ ઢસાયરે. કુબુદ્ધિ૦ ૧
પેટ ભર્યાનું ભણતર શીખવે, ધર્મ માર્ગ ન શીખાય;
ચોરી કરી નાણું લાવે ત્યારે શીખ, સારી નહીં દેવાયરે. કુબુદ્ધિ૦ ૨
દશ વરસ સુધી રમત રમીયો, પાછળથી પરણાય;
જૂવાની જોરમાં જોયું નહી, પછે વૃદ્ધપણે દુઃખ થાયરે. કુબુદ્ધિ૦ ૩
પુત્ર પુત્રી એને ગાળો બોલે, વળી મારે બહુ રીસલાય;
તોપણ વૃતી પ્રજામાં ભારે, ભક્તિ ન દીલે ખમાયરે. કુબુદ્ધિ૦ ૪
અંત વખતમાં દુઃખી થતો, પુરૂં પેટ નહીંરે ભરાય;
અંતરવાસના તુટી નહી,મિથ્યા માણેકદાસ સમજાયો જાયરે. કુબુદ્ધિ૦ ૫

---

### ભજન ૧૩૬ મું.

રાગ. ઉપરનો. પદ. ૬.

દુરીજન દેખીને હું ડરૂ રે; તેના સંગથી છેટે ફરૂં.
રસ્તામાં જાતાં એળે વળગે જેમ, જંગલનું જાંખરૂં;
અડકેથી એનેં ઉલકી મરીએ, એના સનમુખથી ડરૂંરે. દુરીજન૦ ૧
ભજનમાં આવી ભંગ પાડે, એવો ત્રાસ દેખનો ફરૂં;
વગર વાંકે એતો પુંઠળ પડે, એવા મૂરખને શું કરૂંરે. દુરીજન૦ ૨
દેહ પડેતો ભલે પડે, સામો મળે નહી ઉચરૂં;
અધર્મ મર્ગે એતો ફરે છે. મેલો પાપીનું મુખ પરૂંરે. દુરીજન૦ ૩
ધર્મ કથા એને વાલી ન લાગે, એના અવગુણ કેમ વીસરૂં;
મુખેથી મીઠી વાણી બોલે છે, અને દેખીને હું થરથરૂંરે. દુરીજન૦ ૪
તેના થકી મેં દાવો બાંધ્યો છે, કોઇકાળે હું સંગના કરૂં;
માણેકદાસ બહુ ભજનના હોંશી, ગાઇ સંસાર રહેજે તરૂં રે. દુ૦ ૫

---

## ભજન ૧૩૭ મું.

### રાગ ઉપરનો પદ. ૭

સંતતો સંસારથી ન્યારારે; મુજને લાગે ઘણા પ્યારા.
જળકમળ જેમ રહે, વળી તરે છે બહુતારા
સંસારમાં એનું ચીત્ત નહીં, એવા પહોંચ્યા સાગર આરારે. સં૦ ૧
આઠે પહોર એનું ચીત હરીમાં, ખેલ ખેલેછે ચોધારા;
પાછું ફરી એતો જુવે નહીં, મળે જગમાં કોઇક સારારે. સં૦ ૨
પરધન ગણ્યા પથ્થર સમાન, નહીં દેખે એ પરદારા;
ભૂંડું કરવાની નજર નહિં, રાતદિવસ રણકારારે. સં૦ ૩
નેણ વેણ એનાં નિર્મળ દીસે, મુખે એ લે અમૃત ધારા;
ગુરૂ શબ્દનું જ્ઞાન હૃદયમાં; ઉર આનંદ અપારારે. સં૦ ૪
સુખ સાગરમાં ઝીલી રહ્યા, તજયા મોહ લોભ વિકારા;
સાચી ભકિતથી પાર પડયા, માંણેકદાસને હરિ પ્યારારે. સં૦ ૫

---

## ભજન ૧૩૮ મું.

### નવધા ભક્તિ ઉપર.

રાગ કોઇનો ભાર ન રાખે મોરારી. એ. પદ. ૧

પહેલી ભક્તિ કહ્યું શ્રવણ કરીએ; આનંદ લાવી અંતરમાં ધરીએ.
તનમન અર્પણ કરીને સાંભળજો; એક ચીત રાખી ઉરગળજો.
પહેલી મુમતાને તમેમારો; સુદ્ધ અંતઃકરણથી વિચારો,
કોટી જન્મનાં પાપ પળાય; શ્રવણ ભકિતનો અતિમહિમાય.
શ્રવણ ભક્તિ પરીક્ષતેમાંણી; શાસ્ત્ર શાખ પુરે એ નીશાંની.
માંણેકદાસ શ્રવણ તમે કરજો; હેતે પ્રીતે સામગીયાને ગરજયો.

---

### ભજન ૧૩૯ મું.

રાગ ઉપરનો. પદ ૨.

બીજી ભક્તિ કિર્તન મન ભાવે; રાત દિવસ હૃદય લક્ષ લાવે.
હરિગુણ હરતાં ફરતાં તો ગાવો; નાચી કુદી પ્રભુમાં સમાવો.
પહેલું સંસાર સુખને ત્યાગો; અનેક જન્મ તણાં દુઃખ ભાગો.
લાજમરજાદ મુકી દેજો; હરિગુણ ગાવા હોંશેભર રહેજો.
કિર્તન ભક્તિ નારદે કીધી, બીજી વસ્તુને મુકી દીધી.
માણેકદાસે તે હેતે વખાંણી; કિર્તન ભક્તિની છે એ એંધાણી.

---

### ભજન ૧૪૦ મું.

રાગ. ઉપરનો, પદ ૩.

ત્રીજી સ્મરણ ભક્તિ તો તારે; તેનો મહિમા દીસે જગ ભારે.
કામકાજ કરતાં તો ઉચરીએ; હરિરસ નામ લેઇ ઉર ભરીએ.
કોઇની નિંદા કદી નવ કરીએ; ખોટાં આચરણને પર હરીએ,
સંસાર સાગર મોટો છે ભારે; સ્મરણ કીધેથી પાર ઉતારે.
સ્મરણ ભક્તિ ત્રિલોચને કીધી; આપીરિદ્ધી સિદ્ધી નવ લિધી.
માણેકદાસ સ્મરણના પ્યાસી; કરી અંતર થાએ ઉલ્લાશી.

---

### ભજન ૧૪૧ મું.

રાગ. ઉપરનો પદ. ૪.

ચોથી ભક્તિ અર્ચન તો કહાવે; હરિને હેતેથી લાડ લડાવે.
હરિને ચંદન પુષ્પ ધરાય; રૂડી રીતે શણગાર કરાય.
ભાત ભાતનાં ભોજન કરીએ; થાળ ભરી હરીને ધરીએ.
પગે ઘુઘર બાંધી નૃત્ય કરજ્યો; લક્ષ મૂર્તિમાં રાખીને ફરજ્યો.
અર્ચન ભક્તિના અમરીષ ભોગી; સામા ઉભા સામળીયો જોગી.
માણેકદાસને ઉર એ વ્યાપી; એવી ભક્તિ ભલી મને આપી.

---

## ભજન ૧૪૨ મું.

રાગ. ઉપરનો પદ. ૫.

પાંચમી ભક્તિ તો દાસ કહાવે; જેનું મન હરીમાં નીત્ય જાવે.
દાસ ભાવથી પ્રભુને ભજીએ; બીજાં સાધન દુરે તજીએ.
શ્વાસો શ્વાસે સ્મરણ કરીએ; એક ક્ષણ વાર નહીં પર હરીએ.
હું ને મારૂ માંહેથી ટાળો; બીજી વસ્તુને તમે બાળો.
દાસ ભક્તિના હનુમાન ઉપાસી; સેવા કરી લંકાંમાં ખાસી.
એવી ભક્તિ માણેકદાસ ભાવે; મુસ્તક મેલીને પાપ ગમાવે.

---

## ભજન ૧૪૩ મું.

રાગ ઉપરનો પદ ૬.

છઠ્ઠી ભક્તિ સખાતો તારે; મિત્રાચારી રૂડી રીતે આવે.
સખા ભક્તિ અર્જુનને સોહે; સાચા ભાવથી હરિ મન મોહે.
દુષ્ટ દૂર્યોધને સંતાપ્યા; શ્રીકૃષ્ણે અર્જુન રથ હાંકયા.
લાખા ગ્રહમાં તેણે વાસ કીધો; અગ્નિમાંથી ઉગારી લીધો.
એણે સત્યની ટેક ના મુકી; ઘડી પળવાર ભક્તિના ચુકી.
માણેકદાસ એ ભક્તિ પરવારી; મારી લાજ રાખોને મોરારી.

---

## ભજન ૧૪૪ મું.

રાગ ઉપરનો પદ. ૭.

સાતમી ભક્તિ ગુરૂજીની સેવા; મસ્તક મેલી લેશો શુદ્ધ મેવા.
એ વીણ જ્ઞાન ઉરે નવ થાય; કરો કોટી કદી ઉપાય.
ગુરૂ આજ્ઞા ગણી નર જેહ; તેની ટળી ચોરાશી દેહ.
તેની ઉપર દ્રોહ જો થાય; લક્ષ ચોરાશી ફેરા ખાય.
શવરી સેવા કીધી ગુરૂ દેવ; મોક્ષ પામી એતો તતખેવ.
માણેકદાસને પ્રીયમન માંય; તેથી અધીક વસ્તુ નહીં કયાંય.

---

### ભજન ૧૪૫ મું.

રાગ ઉપરનો પદ. ૮

આઠમી ભક્તિ વંદનજ કહાવે; આઠે પહોર વિચારતો લાવે.
રાવણ કુળમાં વિભીક્ષણ ભાઇ; એણે ભક્તિ કરી સુખદાઇ.
રાત દિવસ વંદન બહુ કરતો; સાંમળીયાનું શરણ લેઇ ફરતો.
બત્રી દાંતમાં જીભ જેમ હોય, રાક્ષસ કુળમાં તે રહ્યા સોય.
એવી ભક્તિ ના અધીકારી કોઇ; બીજા અવર શું જાણે લોક.
માણેકદાસ જળ કમળ વંત; એવા થઇને ફરે સુખ સંત.

---

### ભજન ૧૪૬ મું.

રાગ ઉપરનો પદ. ૯

તનમન અર્પણ કરી ભક્તિ કીધી; સાચા ભાવથી અંતર લીધી.
મુખે માગે એતોરે અપાય; એવી ભક્તિનો મોટો મહિમાય.
આત્મા નિવેદન દિસેછે ભારી; તેના અધિકારી બલીરાયે ધારી.
મારૂં તારૂં મુકીને તમે ફરજો; જેનું હતું તેને અર્પણ કરજો.
સર્વે વસ્તુ હરીની કહેવાય; તેમાં મારૂં મિથ્યા સમજાય.
માણેકદાસ એવા તમે થાસો; ફરી આવો નહિં ગર્ભવાસો.

---

### ભજન ૧૪૭ મું.

રાગ ઉપરનો પદ. ૧૦

નવ ધા ઉપર ભક્તિ છે દશમી; એની વાટ દિસે છે વસમી.
પ્રેમીજન અધિકારી કોય; લક્ષ રાખી અંતર ચીત્ત પ્રોય.
ગોપીએ પ્રેમ ભક્તિ લીધી; સૂરતા સામળીયા સાથે કીધી.
એતો ઘર ધંધામાં ઘેલી ફરતી; સાંમળીયાને દેખીને ઠરતી.
તેનું નાવ ધા ભરે છે પાણી; પ્રેમ વિના શું કરે વખાંણી.
માણેકદાસ એ રસ તમે લેજો; શીશ હરિચરણે નામીદેજો.

---

## ભજન ૧૪૮ મું.

રાગ ઉપરનો પદ. ૧

સત સંગ મહિમા દીસે છે ભારી; હવે સૂણજો તમે નરનારી.
એવા સંગથી પાર ઉતરીયા; પ્રીત કરી વાલ્મીક ઉદ્ધરીયા.
અજા મેલ ગુણકા બહુ પાપી; સાચ ભાવથી સદ્ગતી આપી.
નરસિંહ મેતો ભક્ત બહુ ભારી; એને મોક્ષ દીધો છે મોરારી.
સત્ સંગથી મીરાં ઉદ્ધરીયાં; હેતે પ્રીતે સામળીયાને વરીયાં.
સજજન પુરૂષ તમે સંગ કરજ્યો; પછે છુટે છેડે થઇ ફરજ્યો.
સાચા સંગથી પારજ પડીયા; એવા થઇને વૈમાને ચડીયા.
માણેકદાસ એ સત સંગ ભોગી; તમને મળશે નિરંજન જોગી.

---

## ભજન ૧૪૯ મું.

રાગ–સાધુ જનનો સંગ બાઇ મારે ભાગ્યે મળ્યો છે–એ–પદ ૧

રૂડો મળ્યો અવતારરે; તમે ચેતીને ચાલો.
શીલ સંતોષનાં બખ્તર પહેરો; જ્ઞાન ગોળે થઇ અસ્વારરે. તમે૦ ૧
પ્રેમ પ્રીતલ ને કરમાં રાખો; દયા દારૂ ગજમાંહે ડારરે. તમે૦ ૨
સૂરતા રાખી હવે નીશાંણુ બાંધી; માંહેના કાલંગાને મારરે. તમે૦ ૩
નિરભેની નોબત વાગી એ વેળા; મળી જાશે તારમાં તારરે. તમે૦ ૪
જન્મ મરણનાં બંધનો જાશે; માણેકદાસ તું વિચારરે. તમે૦ ૫

---

## ભજન ૧૫૦ મું.

રાગ ઉપરનો પદ. ૨

રૂડા રાંમને સંભાળરે; તારો જન્મ સુધરશે.
કાયા નગરીનો તું મેવાસી દીસે; જૂઠી વસ્તુને નહીં જાલરે. તારો૦ ૧
બોલે તે પુરૂષ બીજો ન જાણો; દ્રસ્ટ પદાર્થને ટાળરે. તારો૦ ૨
ઉંચ નીંચ તેમાં કાંઇ નવ દીસે; નજરે ન જરતું નિહાલરે. તારો૦ ૩
હરિને ભજે એતો હરિના જેવા; મોક્ષ મળયો તતકાળરે. તારો૦ ૪

કોટી જન્મનાં તાળાં જડયાં છે; ખોલે ગુરૂ મળે દલાલરે. તારો. ૫
અંધકાર મૂળતરૂં વેગે જાશે; મટી જાશે બધી જંજાળરે. તારો. ૬
માંણેકદાસ એક હરિને જાંણે; છોડીદીધી આળ પંપાળરે. તારો. ૭

---

## ભજન ૧૫૧ મું.

રાગ ઉપરનો પદ. ૩

ઘટમાં જોજે તું આચારરે; તારો દેદાર દીસે.
બાહેર દેખે નો પાર ન આવે; માંહેલી મમતાને મારરે. તારો૦ ૧
સત્ય ધર્મની સિદ્ધી કરજે; ઉઘડશે નેત્ર અપારરે. તારો૦ ૨
ઓહં સોહં નાભીથી ઉઠે; સૂન્ય શીખડ બાંધો તારરે. તારો૦ ૩
અનહદ વાજાં વાગે એ વેળા; રણુકાર થશે માંહીયારરે. તારો૦ ૪
આવણુ જાવણુ કંઇ નવદીસે; સરિતા સાગર મળીધારરે. તારો૦ ૫
વાસનાનાં બીજ બળ્યાં એ વેળા; ઉગે ન ફરી લગારરે. તારો૦ ૬
માંણેકદાસ હરિ કીરપાજ હોય; ઉતરે પેલી તે કીનારરે. તારો૦ ૭

---

## ભજન ૧૫૨ મું.

રાગ ઉપરનો. પદ. ૪

તરવાનો કરજે ઉપાયરે; ફરી નહિ મળે દાવ.
ચોરાશી દેહમાં મોટો મનુષ્ય; એનેથી કારજ થાયરે. ફરી૦ ૧
પાપ પૂન્યનો પિંડ બંધાણો, સુખ દુઃખ ભોગવી ભટકાયરે ફરી૦ ૨
હુંનેમારૂં મને બંધન દીસે, તેને ટાળે દુઃખ જાયરે. ફરી૦ ૩
મિથ્યા કલ્પના શામાટે કરવી; હરિનું ધાર્યું ગવાયરે. ફરી૦ ૪
માયારૂપી બેડી તારે પડી છે; ગુરૂ કીરપાથી તોડાયરે. ફરી૦ ૫
વસ્તીમાં રહો કે વનમાં જાઓ; હૃદયમાં દેખે દરશાયરે. ફરી૦ ૬
માણેકદાસ કહે રૂડી છે ભક્તિ; સૂરવીર અંતર સમાયરે. ફરી૦ ૭

---

## ભજન ૧૫૩ મું

રાગ. હરિભજન થકી દુઃખ દરિયા સંસારનો પારજ આવે એ. પદ. ૧

સહુ દુઃખ ટળશે, હરિ સમર્યાથી ભવનો પારજ આવે;
ઉઠ આળસ મેલી, અચેત તું તો શીદને ગોથાં ખાવે. એ ટેક.
કાયા નગરીનો તું મેવાસી, દેખાય જુદો તું પ્રકાશી;
એતો અખંડ રહે છે અવિનાશી. સહુ૦ ૧
ઓળખ્યાને ટાણે ઓળખજો, અવસર ચુકે દુઃખ સમજજો;
તમે હેતે કરી હરીને મળજો. સહુ૦ ૨
નિર્લજને લાજ લગાર નહિ, સંતસાધુ કહી ગયા વહી;
નવ અસર થઇ કંઇ હૃદય મહી. સહુ૦ ૩
પાપની પંચાતો તમે ટાળો, બીજી સરવે વાતને ઝટ બાળો;
હરિ ભકિત વીના ન રહેઠાલો. સહુ૦ ૪
પટેલાઇ માંહી ઘણો પુરો છે, હરીસમરણ વખત અધુરો છે;
લાંચ લેવાના કામે સૂરો છે. સહુ૦ ૫
ઘણા કષ્ટે મનુષ્ય દેહ પાયો છે, તું તો મું ડી અતીશે લાવ્યો છે;
હીરો આપેલ હારથી ગુમાવ્યો છે. સહુ૦ ૬
માણેકદાસ કહે છે તારે કાજે, પેટભરી હરીગુણ બહુ ગાજે;
કદી જમનો માર પછી નવ ખાજે. સહુ૦ ૭

---

## ભજન ૧૫૪ મું.

રાગ ઉપરનો પદ. ૨

તમે સ્નેહ કરો, સાંમળીયાના સાથે પ્રીત ઘણી કીજીએ;
તારૂં દુઃખ મટશે, આવા ગમનનો ફેરો ટાળી દીજીએ એ-ટેક.
સુખ સંસારમાં નથી દેખાતું, તારૂં ચીત્ત રહે માંહી અહ માતુ;
હરી ભજન વીના નથી ઓળખાતું. તમે૦ ૧
મેલ મમતા તું તો વેગે પરી, ઠેકાણે બેઠો નહીજ ઠરી;
હાર્યો બાજી મૂરખ અજ્ઞાન કરી. તમે૦ ૨
કહેણી પણ રહેણી કાંઇ નથી, ભલે શાસ્ત્ર વાંચી વાંચી ફરો મથી

આત્મ ઓળખ્યા વિના સુખ કયાંઇ નથી. તમે૦ ૩
તારા ઘટમાં બેઠો બોલે છે, નજરે જુવો વણુનોલેછે;
ગુરૂજ્ઞાનથી પડદા ખોલેછે. તમે૦ ૪
સદગુરૂ શરણુ લ્યો વેગ કરી, કામ ક્રોધને મેલો તમે તો પરી;
તું તો આવ્યો છે ફેરા ફરી ફરી. તમે૦ ૫
શીદ દેખાદેખી દોડ કરે, તેથી સંસાર સાગર નવ તરે;
વસ્તુ ઓળખી બેસે ત્યારે ઠરે. તમે૦ ૬
દુઃખ દરિયામાંહી શીદ ફરો, પાપ માર્ગની પોટલી શાને ભરો;
માણેકદાસ ભકિતથી સહેજે તરો. તમે૦ ૭

---

## ભજન. ૧૫૫ મું.

રાગ ઉપરનો. પદ ૩.

પ્રાણી ચેતોને, અવસર તારો એળે ઝટ વહી જાય છે;
શુભ કર્મ કરો, અંત વખતમાં પ્રભુ તારે સ્હાય છે.
હરિભક્તિ થકી નર કૈક તર્યા, જેઓ ત્રિવિધી તાપ દેખીને ડર્યા;
બ્રહ્મરૂપમાં પોતે જઇ ઠર્યા. પ્રાણી૦ ૧
લક્ષચોરાશી ફરી ફરી તું આવ્યો, સુખ દુઃખ ભોગવી ભટકાયો;
હજુ તારા કષ્ટનો પાર નઆવ્યો. પ્રાણી૦ ૨
પૂરવના પૂન્યે દેહ મળ્યો, જૂઠી મોહ માયાથી બહુજ ચળ્યો;
ઘાંચીના ઘેર જેમ બળદ રળ્યો. પ્રાણી૦ ૩
જુઓ સંસારતણી બાજી ખોટી, પાપકર્મના પૂંજ કીધા કોટી;
દુઃખ દરિયા માંહે દીધી દોટી. પ્રાણી૦ ૪
છેલ્લી શીખામણ સંતતણી, છે સાચનો બેલી રામ ધણી;
માણેકદાસના હાથ આવ્યોરે મણી. પ્રાણી૦ ૫

---

## ભજન ૧૫૬ મું.

રાગ ઉપરનો પદ ૪.

દુઃખ દરિયામાં, જે નરમાંહી પડયા તે બહુ અથડાય છે;
તમે વિચાર કરો, અનેક જન્મથી જીવડો ફેરા ખાય છે.

સંતોષ વિના નર દુઃખી ઘણા, લાખક્રોડ મલે તોગે થાય બમણા;
લલચાણા એમાં ઘણા જણા. દુઃખ૦ ૧
તોય દમડીની દુગ્ધાજ રહી; પાપી પેટ ભરવા જાય વેગ મહી;
લંપટને લાજ લગાર નહી. દુઃખ૦ ૨
પારકી પંચાતે ઘણાજ પૂરા, ભૂંડુ કરવામાં રહે છે શૂરા;
હરિભજન થકી રહેતા દૂરા. દુઃખ૦ ૩
વિવેક નથી જેના મનમાં, બેભાન થઇ ફરે જોબનમાં;
શુભ કર્મની ખટક નથી તનમાં. દુઃખ૦ ૪
એવા નર દેખો પશુ જેવા, જનુનીને ભારે દુઃખ દેવા;
માણેકદાસ કહે સાચી સેવા. દુઃખ૦ ૫

---

## ભજન ૧૫૭ મું.

ગરબી. રાગ. જીવડલા આજ કે કાલે જાવું એ પદ. ૧

મનવા ! કયાં લગી તું ભટકાવે; તને જરા શરમ નહીં આવેરે. મનવા !
જોતાં જોતાંમાં આયુષ જાવે, અહોનીશ માયામાં ભમાવે;
ઘડીપળ તને સુખ નહીં આવેરે. મનવા ! ૧
નારી સાથે તું નીત રમે છે, હશી મગ્ન થઇ ત્યાં ભમે છે;
તને રમત બહુ ગમેછેરે. મનવા ! ૨
તારૂં પળ પળ આયુષ જાવે, તને સુતાં નિંદ્રા કેમ આવે;
તુંતો ચેત્યો નહીં મન ભાવેરે. મનવા ! ૩
માયા ફંદ છે મોટી જાળ. હવે નિશ્ચે કરી તું ન્યાળ;
ઓચીંતાનો આવશે કાળરે. મનવા ! ૪
કોટી કલ્પથી દુઃખ દમે છે, ચોરાશીનો ફેરો તું ભમે છે;
માણેકદાસને ભક્તિ ગમેછેરે. મનવા ! ૫

---

## ભજન ૧૫૮ મું.

રાગ. ઉપરનો. પદ ૨.

મનવા ! હજુ ન છોડી ગુમારી, કયાંથી મળશે મોક્ષની બારીરે. મનવા !
સદ્દગુરૂ સંતનો બોધ ન લાગ્યો, માયાજાળથી હજુ ન જાગ્યો;

પાંચ વિષય તો તું નહીં તાગ્યોરે. મનવા ! ૧
વેદ પૂરાણ શીખ ન માની, અહં મમતામાં રહ્યો ભેભાી;
જીતી બાજી હારી થયો હાંનીરે. મનવા ! ૨
તને કઇપેરે હું સમજાવું, રૂડી રીતે બહુજ મનાવું;
નહીં તો થાસે પછી પસ્તાવુંરે. મનવા ! ૩
કેવળજ્ઞાન વિના શું કરવું, મિથ્યા મોહ મમતામાં ફરવું;
રાતદિવસ ધંધામાં રઝળવુંરે. મનવા ! ૪
ભજન કરે તે ઘેર દિવાળી, બીજી વસ્તુ મૂકી દો ટાળી;
માણેકદાસનું વચન સંભાળીરે. મનવા ! ૫

---

## ભજન ૧૫૯ મું.

રાગ. ઉપરનો પદ. ૩

અંધા આતમરામ ગુમાઇ, એક પલક નહીં ગુણ ગાઇરે. અંધા.
તુંતો બળતો જઠરાગ્રી માંહે, ગુણ ગાતો અહોનીશ ત્યાંહે;
મેલ્યા વીસારી તેને આંહેરે. અંધા૦ ૧
તને વારે વારે સમજાવી, સંત સાધુની શીખ નવ ભાવી;
કયાંથી મળશે મોક્ષની ચાવીરે. અંધા૦ ૨
અવસર આવ્યો છે તારે હાથ, કરજે સાંમળીયાનો સંગાથ;
ટાળી ધૂમાડે ભરવી બાથરે. અંધા૦ ૩
પાણી પહેલી બાંધી લેજે પાળ, મોહ મમતા અંદરથી ટાળ;
આવ્યો મનુષ્ય જનમ સંભાળરે. અંધા૦ ૪
માટે હેત હરી સંગ કરી, બીજી વસ્તુ મેલી દે પરી;
માણેકદાસનિ ભકિત ખરીરે. અંધા૦ ૫

---

## ભજન ૧૬૦ મું.

રાગ. ઉપરનો. પદ. ૪

જીવડલા આગળ વસમી છે વાટો;મૂરખ શીદ ફરેછે તું ફાટયોરે. જી૦
પશુ પક્ષી ઝાડને કીડી, સગાં વહાલાં સાથે બાથ ભીડી;

એ વખતની દશા ઘણી પીડીરે. જીવડલા૦ ૧
હરતાં ફરતાં આયુષ્ જાય ખૂટી, હરિ ભક્તિની નહી જડી બૂટ્ટી;
વેળા ગુમાવી દોરી તુટીરે. જીવડલા૦ ૨
જા સદ્‌ગુરૂ શરણે મેવાસી, થસે એક ચરાચર ભાસી;
કુબુદ્ધિનું કટક જાય નાસીરે. જીવડલા. ૩
આજકાલ કરતાં વરસ વીતી, હજુ સમજ્યો નહીં પ્રભુ નીતી;
કેવળજ્ઞાને જાશો જગ જીતીરે. જીવડલા૦ ૪
માણેકદાસ વિનંતી કરેછે, વેઠનો ભાર શીદ ભરે છે;
હરિભક્તિ થકી તું ઠરેછેરે. જીવડલા૦ ૫

---

## ભજન ૧૬૨ મું.

## કળજુગ વિષે.

રાગ. પુજું ગણપતીના પાય, પુંજું અંબિકાની પાવડીરે. એ.

કહુ કળજુગની વાત, તમે નરનારી સાંભળોરે;
તેના અવગુણ અપાર, જાણી એમાંથી તમે ટળોરે. ટેક.
સહદેવ બોલ્યા મુખે બોલ, હવે પાંડવો સાંભળોરે;
આવ્યો કઠણ કળજુગ, જઇ હિમાળા માંહે ગળોરે. ૧
ક્રૂર કળજુગ માંહી, પાપ સરવે ફેલાઇ જશેરે;
સત્ય રહે ન લગાર, સહુ અવગુણમાં ધશેરે. ૨
માત પીતા કુડાં હોય, પ્રજા તેની તેવી થશેરે;
કરે ભણતરનો બોધ, પેટ ભર્યાનું શીખશેરે. ૩
પૂત્ર પરણે તે વાર, નારી વચને તે ચાલશેરે;
સાસુ સસરાની સેવ, બોલ તેનો વેગે પાળશેરે. ૪
સાળા સાળી ઉપર પ્રીત, ઘરમાં આવીને પેસશેરે;
બેન ભાણેજ રહ્યા દુર, એને વેગે ધકેલશેરે. ૫
માતપીતા દુઃખી થાય, તેનું કહ્યું ન સાંભળેરે;
ગાળો દેશે નરનાર, એની દેખી બહુ બળેરે. ૬
છોડે બ્રાહ્મણો ધર્મ, ખટ કર્મો મૂકી દેશેરે;
પેટ માટે તણાય, દાંન એતો ઘણાં લેશેરે. ૭

વૈષ્ણુવ કરે વેપાર, કુડ કરી નાણું ભરેરે;
લોભ લાલચે તે જાય, દાન એતો નહીં કરે રે. ૮
દેશે બ્રાહ્મણોને ગાળ, ટાંપાં ખવરાવે નીત્યશુંરે;
બોલે બેકેલા બોલ, ઘરધંધામાં પ્રીતશુંરે. ૯
છોડે પત્નીઓ ધર્મ, પરાયાથી પ્રીતી કરેરે;
ઘર ધણીને દે છે ગાળ, એનું ચીત્ત ફરતું ફરેરે. ૧૦
વિધવા પહેરે શણુગાર, કોટે દાગીના ઘાલશેરે;
એનું ચિત્ત માયા માંય, ભૂંડા કરમે તે ચાલશેરે. ૧૧
સુખ સંપત્તિનો નાશ, શુદ્ર સાધુ થઇ જશેરે;
પુજાવે બ્રાહ્મણને પાય, ઉત્તમ જ્ઞાન લેવા ધસેરે. ૧૨
રહી પાખંડ ઉપર પ્રીત, મ્લેચ્છ સાધુને માંનશેરે;
સાચા સંતોથી દુર, પ્રીત રહી તોફાનસેરે. ૧૩
નાટક ભવૈયામાં ચીત્ત, ગુણકા ગીત ગાન કરે ઘણુંરે;
દેવ દરશને ન જાય, જૂગાર ખેલે ઘણા જણારે. ૧૪
થાશે ભેખમાં સંભેળ, પાખંડી તો ઘણા થસેરે;
દવા દેવાળામાં પ્રીત, ભક્તિ ભાવમાંથી જસેરે. ૧૫
છોડે ક્ષત્રીઓ ધર્મ, પ્રજાને તો દુઃખી કરેરે;
એને પાપ ઉપર પ્રીત, જીવો હણતા ફરતા ફરેરે. ૧૬
ન્યાય જાણે ન લગાર, દંડ લેઇ નાણું ભરેરે;
દાન આપેલાં હોય, પાછાં લેઇ સુખી ફરેરે. ૧૭
ગંગા ગાયત્રી શું વેર, મ્લેચ્છ દેવ આરાધશેરે;
વેદ પૂરાંણની શાખ, તેના મનમાં ન વાધશેરે. ૧૮
પાપ ભર્યો નવેખંડ, સત્ય રહેશે કયાંઇ નહીંરે;
માણેકદાસ બોલ્યા વાંણુ, મેં તો દેખી મુખે કહીરે. ૧૯

---

### ભજન ૧૬૨ મું.

રાગ. મારા સાચા સ્નેહીરે. બદરીપતિ બાપલીયા. એ.

મન તું સમજ મારારે, કયાંસૂધી અથડાવે;
હરી ભજવાની વખતરે, ફરી પાછી નહી આવે.

કોટી જન્મ આથડીઓરે, તોએ પાર નવ આવ્યો;
તેનો ખટકો લગારરે, હૃદયમાંહી નવ લાવ્યો. ૧
હરિ ભજયા વિના તારે, દુઃખ છે અપાર તને;
સંત કહી હાર્યારે, શીખ હવે રાખને. ૨
કોટી જન્મના પૂન્યેરે, મનુષ્ય દેહ પામીઓ;
મૂરખ હાર્યો બાજીરે, પાપપૂંજ જામીઓ. ૩
જીવ અભાગી દીસેરે, જ્ઞાન તેને નવ લાગે;
વારે વારે શું કહીએરે, વચન છાતી નહી વાગે. ૪
મેલી લોકોની લાજરે, ભજન નીરભયથી કરો;
દુરીજન છો દાજેરે, વિઠ્ઠલવર હેતે વરો. ૫
સાચો સ્વામી એ છે રે, બીજો નહીં કોઇ તારો;
જુઠી બાજી આછેરે, અવસર તમે શીદહારો. ૬
ઝાંજવા નીર જેવુંરે, સંસાર સુખ જાણજો;
એતો દીસે છે ખોટુંરે, મિથ્યા મત માંણજો. ૭
કળી કિર્તન મોટુંરે, નિશ્ચે હવે જાંણજે;
બીજો અવર ઉપાયરે, હવે નહી તાંણજે. ૮
તપ વૃત્ત જપ કીધાંરે, તોપણ ભવ તું હાર્યો;
મુખે મુનિવૃત્ત લીધુંરે, અંતર દોવ નહીં વાર્યો. ૯
દેખાદેખી દોડેછેરે, કારજ તેમાં કયાંથી સરે;
હૃદય આત્મા દેખોરે, ચોરાશીનો ફેરો હરે. ૧૦
દયા દાનને દીનતારે, હૃદયમાંહી રાખીએ;
કુબુદ્ધિને કાઢીરે, સુમતિ રસ ચાખીએ. ૧૧
કીધી ભકતોને સ્હાયરે, જુદા નહીં તેહ જરી;
એવી ભક્તિના પૂરારે, આફ્ત સમે આવે હરી. ૧૨
અજામેલ છે પાપીરે, સમાગમ બહુ કીધો;
અંતકાળે નામ લીધુંરે, પોતાનો કરીને લીધો. ૧૩
એક ગુણકા વિષયમાંરે, અંધ કુવામાંહીજ પડી;
સંતે જ્ઞાનજ આપ્યુંરે, વૈમાંને એહ ચડી. ૧૪
ગજ ગ્રાહની લડાઇરે, જળ મધે બહુ કરી;

ગજ હાર્યો તે વેળારે, સ્મરણથી આવ્યા હરી. ૧૫
એક દુષ્ટના સંગેરે, દ્રૌપદી આવી ચડી;
હરી સંભાર્યા તેંહરે, પૂર્યાં ચીર તેજ ઘડી. ૧૬
સૂધનવાને માટેરે, તેલ કઢા ઉકળેલી;
તેને આવી ઉગાર્યોરે, નિરંજન થયા બેલી. ૧૭
ભક્ત નરસીયો પૂરોરે, ભક્તિ એણે બહુ કરી;
મંડળીક કોપીઓ ભારેરે, હાર આપ્યો હેને હરી. ૧૮
મીરાં બાઇ સત્ય રાખ્યુંરે, તમારા નાંમ માટે;
રાણે વિષમોકલીચું રે, લીધું એણે શીશ સાટે. ૧૯
હરિ તેજ વેળા માંરે, અમૃત કર્યું આપે ઘડી;
દાસી પોતાની કરીરે, તેજમાં તેજ ગયું અડી. ૨૦
એવાં અનેક ભકતો નીરે, વારે બહુ આવી ચડયા;
લજયા બહુજ રાખીરે, અંત સમે આવી અડયા. ૨૧
નાથ મારી લજયારે, તમારા હાથતળે;
રહું નીશદીન આશરેરે, સદા મારૂં દુઃખ ટળે. ૨૨
મને ભારે ભરોંસોરે, તમારો છે દીલમાંહે;
હવે તમને ન મેલુંરે, ઝાલો કૃપાનાથ બાહે. ૨૩
તન મન અર્પણ કર્યુંરે, મસ્તક મેલ્યું એજ ઘડી;
મારા અવગુણ સામુંરે, જોશો નહી તમો પડી. ૨૪
હરી અંતસમા માંરે, તમારો કરી થાપીએ;
ઘડી અળગો ન મેલોરે, પોતાનો ગણી રાખીએ. ૨૫
અરજ મારી આ થોડીરે, વધુ કરી લીજીએ;
દાસ માણેક કહે છે રે, સૂણી સદા રીજીએ. ૨૬

---

## ભજન ૧૬૩ મું.

પદ. ૧ લું. રાગ. મોહનતારા મૂખડાની માયા લાગીરે, મોહન તારા. એ.

સાસું સગપણ મારે તારૂંરે; સામળીયાજી.
તેથી મોહ્યું મન મારૂંરે. સામળીયાજી.
જગત દીસે મને અવળું, સગાં કરે કામ સવળું;

તેણે મારગ નહીં વળું રે. સામળીયાજી. ૧
આશા રાખી બેઠો તારી, બીજી વસ્તુ મેં તો વારી;
રહ્યો છું હું તેને લારીરે. સામળીયાજી. ૨
માથા સાટે મોંઘી વસ્તુ, કુટુંબ મેલ્યું બધું ખસ્તું;
જગત બધું રહે ભસ્તું રે. સામળીયાજી. ૩
સાચી તારી પ્રીત બાંધી, મટી ગઇ મારી આંધી;
લક્ષ લીધો તારો સાંધીરે. સામળીયાજી. ૪
દાસ માંણેક આશા તારી, દેખાડોને મોક્ષ બારી;
વારે વારે જાઉં વારીરે. સામળીયાજી. ૫

---

## ભજન ૧૬૪ મું.

રાગ. ઉપરનો. પદ. ૨

લાગી મને લગની તારીરે; સામળીયાજી.
ભાગી બીડો તેથી મારીરે. સામળીયાજી.
અવરદેવન જાચું, સદાચર દેખી રાચું;
વચન માન જો સાચુંરે. સામળીયાજી. ૧
દીસે મૂખ તારૂં પ્યારૂં, બીજું બધું લાગે ખારૂં;
મન હરખાંણું મારૂંરે. સામળીયાજી. ૨
આવા શીદ નમેરા થયા, હજુ કેમ નાવી દયા;
વાયદો કરીને ગયારે. સામળીયાજી. ૩
દુરીજન દુઃખ દે છેરે, પાખંડી ધૂતારો કહે છે;
માયા ભય મને રહે છેરે. સામળીયાજી. ૪
જશોદાના તમે જાયા, તારી મને લાગી માયા;
માણેકદાસે ગુણ ગાયારે. સામળીયાજી. ૫

---

## ભજન ૧૬૫ મું.

રાગ. ઉપરનો. પદ. ૩

ભરૂંસો મને તારો ભારેરે; રણછોડરાય.
સાગર ડુબેલો તારેરે. રણછોડરાય.

સંસાર મેં મૂકી દીધો, માર્ગ મને મળ્યો સીધો;
પ્રેમરસ બહુ પીધોરે. રણછોડરાય. ૧
લક્ષ લાગ્યો મને તારો, આવ્યો હવે મારો આરો;
તોડયો કર્મતણો ભારોરે. રણછોડરાય. ૨
મધ્ય દરિયે વાંણ મારૂં, શરણ ગ્રહ્યું છે તારૂં;
બતાવો મોક્ષનું બારૂંરે. રણછોડરાય. ૩
છોડી લાજ કુળ કેરી, જગત સહુ થયું વેરી;
મેંતો લીધો તને ઘેરીરે. રણછોડરાય. ૪
માણેકદાસ આશા રાખે, અભય પદની વાંણી ભાખે;
ઘડી નર હું તુજ પાખેરે. રણછોડરાય. ૫

---

### ભજન ૧૬૬ મું.

રાગ ઉપરતો પદ ૪

વારે મારી વહેલા આવોરે; રણછોડરાય.
દયા તમે દીલ લાવોરે. રણછોડરાય.
નામનું નીશાંન મોટું, જાણ્યું બીજું બધું ખોટું;
સમજી તારે શરણે લોટુંરે. રણછોડરાય. ૧
માયા તારી બહુ સતાવે, વેગે મારી પૂંઠે ધાવે;
એથી મને તું છોડાવેરે. રણછોડરાય. ૨
મને શીદ તરછોડી મેલો; તેવી બાજી નવખેલો;
દાસ પોકાર કરે છેલ્લોરે રણછોડરાય ૩
આશરો તારો છે ભારે, રાખો મુને તુજદ્વારે;
ત્રિવિધી તાપ સંહારેરે. રણછોડરાય. ૪
માંણેકદાસ થાશો છોય. ગોપીઓના સ્વામી મોટા;
ભક્તિ વિના સર્વે ખોટારે. રણછોડરાય. ૫

---

### ભજન ૧૬૭ મું.

રાગ મારાવહાલારે વંદ્રાવનની વાટે વહેલા આવજો. એ. પદ. ૧

મારાવહાલારે. સાચું સગપણ જાણ્યું મેંતાહારૂં;
,, તુજ પ્રતાપે કારજ સરીયું માહરૂં. ૧
,, શરણે આવેલાને તમે નીભાવજો;

,, આફ્ત વખતે વેગે વહેલા આવજો. ૨
,, તમને મળવા માત પીતા હમે મેલીયાં;
,, ઘરધંધાનાં કામ હમેતો ઠેલીયાં. ૩
,, સૂરતા લાગી સાંમળીયા સંગાતથી,
,, વસ્તુ આવેલી નહીં મેલું હાથથી. ૪
,, પ્રેમ થકીતો મુજને વેગે બોલવજો;
,, રાસલીલામાં પ્રીત કરી નભાવજો. ૫
,, સાચા ભાવથી પ્રીતો બાંધી તાહરી;
,, હવે ન મુકું ચડીશ તારી પાયરી. ૬
,, માયાના બંધનથી મુજને છોડાવજો;
,, સગાં સહોદર કેરો સંગ તોડાવજો. ૭
,, જન્મો જન્મ તમારો કરી થાપજો;
મારાવહાલારે. માંણેકદાસની અરજ હૃદયમાં છાપજો. ૮

---

## ભજન ૧૬૮ મું.

રાગ ઉપરનો પદ. ૨

મારાવહાલારે. કર્મતણી કથનીરે મારી સાંભળો;
,, પ્રેમથકી આવીને સેવકને મળો. ૧
,, રાતદિવસ મને જૂરણા થાય તમો તણી;
,, રાંક ઉપર નજરો રાખો તમો ઘણી. ૨
,, અવસર વેળા આવી મારો સૂધારજો;
,, દાસ જાણીને ભવથી પાર ઉતારજો. ૩
,, નજર કરો મધ્ય દરિયે મારૂં નાવ છે;
,, પેલીપાર ઉતરવા મારો ભાવ છે. ૪
,, અનેક જન્મથી સંગ મલ્યો તારો ઘણો;
,, મૂકી દીધો છે સ્નેહ સહુ લોકો તણો, ૫
,, અંત વખતના સાચા બેલી સ્યામછે.;
,, નિર્ધનીયાંને રહેવાનો વિશ્રામ છે. ૬
,, કરણી હમારી તમો હવે નહીં જૂઓ;

,, બાંનાની પત મારી તમે ના ખૂવે. ૭
,, અરજમારી આ થોડી વધુ કરી જાણજો;
,, માંણેકદાસને શરણુમાં તમો તાંણજો. ૮

---

## ભજન ૧૬૯ મું.

રાગ ઉપરનો પદ. ૩

મારાવહાલારે. દાસઉપર દયાલાવી બચાવજો;
,, પ્રેમે કરી શરણામાં મૂને રખાવજો. ૧
,, માયાનું કટક ભારે દીસે ઘણું;
,, તેમાંથી ઉગારી લ્યો હું તો ભણું. ૨
,, આશારાખી બેઠો એકજ તાહરી;
,, બાંનાની લજ્યા રાખો તમે માહરી. ૩
,, અંતર અવગુણ મારા જલદી ટાલજો;
,, ડુબતી વેળા બાંહે મારી ઝાલજો. ૪
,, તનમન ધનથી તમ પાસે અમો આવીઆ;
,, દાસ દીલમાં પ્રેમે બહુ ભાવીઆ. ૫
,, સંસાર મેલ્યો મેં તો તારાકારણે;
,, શરણું લઇને ઉભો છું તારાબારણે. ૬
,, અનેક જન્મનું હેત તારૂં નહીં વીસરે;
,, આઠે પહોર તમ પાસે મારૂં શીશરે. ૭
,, છેલ્લો પોકાર મારો તમે તો સાંભળો;
,, માણેકદાસનાં દુઃખડાં વેગે તો ટળો. ૮

---

## ભજન ૧૭૦ મું.

રાગ ઉપરનો પદ. ૪

મારા આતમરે. અનેક જન્મથી તું બહુ ભટકી મર્યો;
,, દુઃખ દરિયામાં ગડયાથી કયાંઇના ઠર્યો. ૧
,, ચોરાશીનું દુઃખ સહ્યું મેં તો ઘણું;
,, દોહલી વેળાનું ભાગી થસું નઇં તે તણું. ૨

,, ચતુર થઇને વેગે હવે ચાલજે;
,, જન્મ મરણનું દુઃખ ભારે તું ટાળજે, ૩
,, સદગુરૂ સંત કહીને બહુ હારીયા;
,, ખટશત્રુ અંતરથી તેં નવમારીયા. ૪
,, અંત વખતમાં તારૂં કોઇ થશે નહી;
,, જમદૂત આવી તને દુઃખ દેશે તહીં. ૫
,, હરિ ભક્તિનું જ્ઞાન હૃદયમાં રાખજે;
,, અમર થવાનું અમૃત રસ તું ચાખજે. ૬
મારા આતમરે. હરિ ભજયાનું ટાંણું તો વહીજાય છે;
,, અવસર આવ્યો ફોગટ ફેરો થાય છે. ૭
,, સંત સેવા કરી કાયાને સૂધારજે.
,, માણેકદાસનું વચન તું સંભારજે. ૭

---

## ભજન ૧૭૨ મું.

રાગ. ઉપરનો. પદ. ૫

મારા આતમરે, એક ચરાચર વ્યાપીકતું દેખાય છે;
,, હરી સ્મરણથી પાપ અનેક ધોવાય છે. ૧
દુરી જનનો સંગ કદી નવ કીજીએ;
પાપ કર્મ કરતાં તો મનમાં બીજીએ. ૨
,, તનમન અર્પી ભક્તિ કરવામાં ભળો;
,, જ્ઞાન હિમાળે જઇ તમે હવે ગળો. ૩
,, મૂખે થકી હરીનું નામ તો લીજીએ;
,, કડવાં વચન કોઇ બોલે નવ ખીજીએ. ૪
,, સુખ દુઃખ આવે તેને સરખાં જાણજો;
,, હંસ સભામાં રહી તમે તે માણજો. ૫
,, કોઇ દિવસ જૂઠું વચન નવ બોલીએ;
,, સત્ય સ્વરૂપને અંતર માંહે ખોળીએ ૬
,, છેલ્લી બાજી આવી તારા હાથમાં;
,, માંણેકદાસના સ્વાંગી રાખો સાથમાં. ૯

---

## ભજન ૧૭૨ મું.

રાગ–સ્મરણ કરીએ સીતારામનુ પદ–૧

સાચું સગપણ છે ગુરૂ દેવનું,
બીજુ સગું ન તારૂં કોઇજો;
અંત વખતમાં તને દુઃખશે.
બાજી હાથ આવી તેં ખોઇજો. સાચું૦ ૧
આ અવસર તો મોંઘો આવીયો,
જાળવી રાખો તેને હાથજો;
વખત વીતે પસ્તાવો થશે,
અંત વખત કોઇ નહીં તારી સાથજો. સાચુ. ૨
સદગુરૂ પારસમણી તું જાણજે.
તેના સંગે લોઢુ હેમ થાયજો;
અંતરના પડદા ત્યાં ઉઘડે,
કોટી જન્મનિ કુમતિ ખોવાયજો. સાચું. ૩
અડસઠ તીરથતો ગુરૂ આંગણે,
બાહેર ફરે સરે નહી કામજો;
નિર્મળ બુદ્ધિથી તું દેખજે,
પ્રભુ શબ્દની રાખો હાંમજો સાચું. ૪
આ સંસાર કુસુમવત જાણીએ,
તેને કરમાતાં નહી વારજો,
મિથ્યા દમવાને બાજી રચી,
હારી બેઠો મુંડી તું ગુમારજો. સાચું. ૫
આશા તૃષ્ણા એ તુ છોડજે,
ધાર્યું ધરણી ધરનુ હોયજો;
માણેકદાસને વિશ્રાંમ તાહરો,
બેલી છે નહિતુજ વિણ કોયજો સાચું. ૬

---

## ભજન ૧૭૩ મું.

રાગ ઉપરનો પદ. ૨

સાચી ભકિત છે ભગવાનની, બીજા દેવશેવે શું થાયજો;
બધાં સાધન છે નહીં કામનાં,
ભલે કોટી કરો ઉપાયજો. સાચી૦ ૧
મનમાં વિચારીતુ હોરજે, એક ભકિતનું છે તારે કામજો;
દયા દાનને દીનતા રાખજે,
તુજને મળશે સારો ઠાંમજો. સાચી૦ ૨
નાભીકમળમાં હવે દેખજે; એછે જડ ચેતન ભરપૂરજો;
એને ઓળખ્યાની આશા કરે,
તારા ખટશત્રુ કર દૂરજો સાચી૦ ૩
આ સંસારની માયા કારમી, જે નર માંહી પડયા પસ્તાયજો
નિકળ્યાની બારી જડી નહીં,
ફેરો ફોગટનો વહી જાયજો. સાચી૦ ૪
તિરથ વૃત કરી કરી હારીઓ, હોમયજ્ઞ કરી મન મલકાયજો,
તોયે તારા અવગુણના ટળ્યા,
ઉલટો અહંકાર તુજને થાયજો. સાચી૦ ૫
મેલી ગોદડી તારી બહુ થઇ, તેને ધોઇ પછી સાફ રાખજો;
એના ઉપર રંગ ચડે ઘણો,
માણેકદાસ એ રંગ તું ભાખજો. સાચી૦ ૬

---

## ભજન ૧૭૪ મું.

રાગ ઉપરનો પદ ૩

ચીત નહિ ભળતુંરે સંસારમાં, જેને અખંડ ખુમારી હોયજો;
રાત દિવસ ઝંખના છે તેહની, તેનો અધીકારી હોવે કોયજો. ચી૦ ૧
બ્રહ્મ અગ્નીમાં તેની ભાવના, સેવા સ્મરણ ધ્યાને ચીત્તજો;
અવર વસ્તુની આશા નહીં, હૃદયે આનંદછે નવનીતજો. ચી૦ ૨
આંખ છતાં અંધો થઇને ફરે, મૂખ છે પણ મૂંગો કહેવાયજો;

કાંન છતાં બહેરો થઇ આથડે, તેનર હરિ ભીતર દેખાયજો. ચી૦ ૩
જેને અંતર નેત્ર ઉઘડી ગયાં, એતો જૂવે છે એક રૂપજો;
દ્રસ્ટ પદાર્થને દેખે નહીં, તે નર પડે નહીં ભવકુપજો. ચી૦ ૪
લક્ષ રહ્યોછે સાચા સ્યામથી, એનો પાછું ફરી નત્ર જોયજો;
સનમૂખ રહી સૂરો થઇને લડે, એવા મરજીવા થાય કોયજો. ચી૦ ૫
સાચા સંતઘણા સંસારમાં, એતો નજર પડે નહીંલેશજો;
માંણેકદાસ એવા ગુરૂ સેવતાં, અનુભવ પ્રકટથશે આવેશજો. ચી૦ ૬

---

## ભજન ૧૭૫ મું.

રાગ ઉપરનો પદ. ૪

સૂખ સંસારનું સ્વપ્ન સમાન છે,
જાગી જોતાં ખોટું જણાય જો;
જેને ગુરૂકૃપાથી જ્ઞાન છે,
લખચોરાશી ફેરો ન ખાયજો. સુખ૦ ૧
દ્રસ્ટ પદાર્થ ટાળીને ફરે, જેને હરીસું હેતજ હોયજો;
હુંને મારૂં તો જાણે નહીં,
અવિદ્યા મૂળ વેગે તું ખોયજો. સુખ૦ ૨
એક ભિખારીને સ્વપ્નું થયું, બેઠો રાજગાદી દેખાયજો;
જાગી જોતાં જૂઠું પડયું,
એથી ઉદાસી શીદને થાયજો. સુખ૦ ૩
કલ્પના માત્રનો સંસાર છે, તેમાં મૂરખ ગોથાં ખાયજો;
હજુ એ ભ્રમણા તારી નહીં ગઇ,
વિષ વિષયને નહીં છોડાયજો. સુખ૦ ૪
જે નર સમજ્યા તે સુખ માંણુસે, અણુસમજું બહુ ભવ અથડાયજો;
લાલચુંલંપટ ભવ ભટકીમરે,
એનો એળે જન્મ વહી જાયજો. સુખ૦ ૫
સ્થિર વૃત્તિ તારી તું રાખજે, તુજને મળશે સારો ઠામજો;
માંણેકદાસ કહે હરી ઓળખો,
મલશે મૂકિત કેરૂં ધામજો. સુખ૦ ૬

---

## ભજન ૧૬૬ મું

રાગ. પ્રથમ ગુરૂજીને પાયેરેલાગુ, જેણે આતમાઓળખાવ્યો;
અનુભવ મારા ઉરમાંરે આવ્યો. એ.

સત સંગનું ફળ ભારેરે દીસે કોઇ વિરલો અમૃત રસપીએ;
અનુભવ તેના ઉરમાંરે આવે. એ ટેક.

લક્ષ લઇને ઉર આનંદ માણે;
ગુરૂ જ્ઞાનના ગડદાખાવે. અનુભવ૦ ૧

અખંડ ખુમારી તેના અંગમાંરે વ્યાપી;
તેને માયા નહીં નચાવે. અનુભુવ૦ ૨

સૂરતા લાગી છે એને બ્રહ્મ સ્વરૂપમાં;
બીજી વસ્તુ કદીનવ ભાવે. અનુભવ૦ ૩

સતસંગ ઉપરહામ અંતર ઠરીછે,
રાત દિવસ ગુણ ગાવે. અનુભવ૦ ૪

અડસઠ તિરથ એના આંગણે આવ્યાં,
એતો બાહેર શીદ જાવે. અનુભવ૦ ૫

ભાગ્ય ઉદય ઉરજ્ઞાનજ લાધ્યું;
નીત્ય આનંદ ઓચ્છવ થાવે. અનુભવ૦ ૬

માંણેકદાસને હોંશ ઘણેરી,
જુગો જુગ આશા એવી લાવે. અનુભવ૦ ૭

---

## ભજન ૧૭૭ મું

રાગ ઉપરનો પદ ૨

આજ આનંદમારા ઉરમાં આવ્યો, અંતરમાં હરિ દરશાયો,
હરિનો ગુણ પ્રેમીએ ગાયો. એટેક

સુખ દુ:ખતો મને સરખુરે લાગે,
અખંડ સ્વરૂપ મનમાં ભાવ્યો હરિ૦ ૧

મનની વાતો તુજવિણ કોને કહીએ,
નથી જુગમાંરે કોઇ જાયો. હરિ૦ ૨

મરજી વાનીરે વાતો મરજીવા જાણે,
મૂરખ શું જાણે મલકાયો. હરિ૦ ૩

ભ્રમણા ભાગી ચીત્ત લાગ્યું, નિરભે નીશાંને;
પૂરણ પદવીએ તો પાયો. હરિ૦ ૪
શૂન્ય શીખરગઢ આસન એનું,
ભરપૂર સઘળે પરખાયો, હરિ૦ ૫
દેહદશાની એને શુદ્ધ રહી નહીં;
તારમાં તાર જોડાયો. હરિ૦ ૬
માણેકદાસ એને ભરપૂર જુએ છે;
જડ ચેતનમાં સમાયો. હરિ૦ ૭

---

### ભજન ૧૭૮ મું.

રાગ ઉપરનો. પદ ૩.

અવસર જોને તારો વીતીરે જાય,
પાછળ થકી બહુ પસ્તાય;
હરિના ગુણ હેતે તું ગાજે. એ ટેક.
સંસારી સગપણને તું ખોટું રે ગણજે;
દાવાદળ અગ્નીએ શીદ દાજે. હરિ૦ ૧
શળીનું દુઃખ જાણો તેહથી સારૂં;
માયા જંજાળ ને શું બાજે. હરિ૦ ૨
સગાં સંબંધી તારાં નિરભાગી મળીયાં;
તેની સંગાતે રહી લાજે. હરિ૦ ૩
ગુરૂગમવિના ભવમાં ગોથાં તું ખાવે;
વેગે ગુરૂજી શરણે જાજે. હરિ૦ ૪
ત્રિવિધ તાપથી તું કેમ બળેછે;
ઝટ ઉપાય કરો આજે. હરિ૦ ૫
ધર્મ કથામાં હવે ચીત્તડું રાખજે;
પાપ મારગથી પસ્તાજે. હરિ૦ ૬
માણેકદાસને આશરો એનો;
અવર વસ્તુ મને ન છાજે. હરિ૦ ૭

---

## ભજન ૧૭૯ મું.

રાગ. મહાપદ લાધ્યુંરે જેને. એ લય.

આદી અનાદીરે તું છે, મિથ્યા માની બેઠો તું હું છે;
વિવેક કરીનેરે જોજે, તારા ઘરનું મૂકામ ખોજે. આદી. ૧
અખંડ સ્વરૂપ છેરે તારૂં, એને ઓળખ્યા વિણુ અંધારૂં;
જીવ માનીને રે બેઠો, ઘટમાં આતમ દેખે નેઠો. આદી. ૨
એ વસ્તુ તને જો લાધે, તન મન અર્પીને તું સાધે;
નિર્મળ બુદ્ધિ તો થાસે, અવિધા મૂળ બળી ત્યાં જાશે. આદી. ૩
બ્રહ્મસ્વરૂપમાંરે ભળશે, આવાગમનનું દુઃખજ ટળશે;
સદ્ગુરૂ પારસને ભેટે, પળમાં હેમ કરી દે ફેટે. આદી. ૪
અવર ઉપાયેરે નહીં, મિથ્યા દેખે છે અહીં તહીં;
તારા ઘટમાંરે જોજે, અંતર અવગુણને તું ખોજે. આદી. ૫
અખંડ સમાધીરે આવે, સૂન્ય શીખર ગઢ વેગે જાવે;
ત્યાં તારો તો રે વાસો, તેજમાં તેજ મળી ત્યાં જાશો. આદી. ૬
જન્મ મરણનોરે ફેરો, ફરી નહીં આવે તારો ડેરો;
માણેકદાસ તોરે કહે છે, શરણુ મૂજને તારૂં ગમે છે. આદી. ૭

---

## ભજન ૧૮૦ મું.

રાગ. હેજી રામ તારી કલા બહુ ભારી. એ.

હેજી નાથ વારે ચઢો ગીરધારી;
તારા ચરણુ કમળ બલીહારી. હેજી નાથ૦
દ્રૌપદીનાં વાલે પટકળ પૂરીયાં;
એને દુષ્ટોમાંથી રે ઉગારી. હેજી નાથ૦ ૧
લાખા તે ગ્રહમાં પાંડવોને ઘેર્યા;
તેની વારે ચઢયા છો મોરારી. હેજી નાથ૦ ૨
નરસીંહ મેંતાપર મંડળીક કોપીઓ;
હાર દીધો છે મુગટ ધારી. હેજી નાથ૦ ૩
કરમાબાઇનો પ્રેમ જાણીને;
ખીચડયો આરોગ્યો પ્રેમધારી. હેજી નાથ૦ ૪

સુદામાજીનાં દુઃખજ ભાગવા;
મૂઠી તાદુળે દુઃખ નીવારી. હેજી નાથ૦ ૫
સેના ભગતનો સાંસો મટાડયો;
એવા નાવી થયા દુઃખ વિહારી. હેજી નાથ૦ ૬
નામા ભગતનું દુઃખ જોઈને;
વાલે છાપરૂં છાયું છે હીતકારી. હેજી નાથ૦ ૭
ધનો ભગત વેળુ વાવીને આવીઆ;
તેની ખેતી આવીને સૂધારી. હેજી નાથ૦ ૮
માણેકદાસને ભારે ભરોસો;
તમે અંતે થસો સહાયકારી. હેજી નાથ૦ ૯

---

## ભજન ૧૮૧ મું.

રાગ. મનરે પ્રેમ વચન કરી માનજો. એ.

### સામૈયું.

મનરે હેતે પ્રીતે તો હરિરસ પીજીએ,
એથી કોટી જનમ દુઃખ જાયરે;
સાંમૈયુ કરીએ શાંમનું.
મનરે સંત સમાગમ કીજીએ;
તેથી મનુષ્ય દેહનો ફેરો જાયરે. સામૈયું. ૧
મનરે વૈરાગ્ય વૃત્તિ સદા રાખીએ;
તેથી માયા નહીં નડશે લગારરે. સામૈયું. ૨
મનરે અવગુણ કાઢીને હરીને નિરખીએ;
તારા અંતરમાં રાખે વિશ્વાસરે. સામૈયું. ૩
મનરે ગુરૂ ગોવિંદ એક જાણીએ;
તેમાં ભેદ નહીં રાખો તલભારરે. સામૈયું. ૪
મનરે હંસ સભામાં તો બેસીએ;
કદી કરીએ નહીં દુષ્ટ સંગ લગારરે. સામૈયું. ૫
મનરે અવિધાના મૂળને કાઢીએ;
તેથી હૃદયમાં હરી દરશાયરે. સામૈયું. ૬

મનરે ધીરપ રાખીને ઘર સંભાળીએ;
તેથી ત્રિવિધીનાં તાપ ટળી જાયરે. સામૈયું. ૭
મનરે જીવનમૂક્ત દશા પામીએ;
એથી જીવદશા ટળી જાયરે. સામૈયું. ૮
મનરે શીખામણ મારી હવે માનજે;
માણેકદાસનો ભવ સફળ થાયરે. સામૈયું. ૯

---

## ભજન ૧૮૨ મું.

રાગ. ગરબી. ભમતાં વીત્યા ભવ કેટલારે. એ.

સુખ નહીં મલતું તને સંસારમાંરે,
દુઃખ દરિયામાં ડુબે જેમ વાંણ હોલાલ;
સદ્‌ગુરૂ શરણે રહે તું આ સમેરે. એ. ટેક.
સદ્‌ગુરૂ સંતને જ્યારે ભેટશેરે;
એક પલકમાં હેમ કરે જાંણ હોલાલ. સદ્‌ગુરૂ. ૧
મારગમાં ઇંયળ દુઃખી થતીરે;
ભમરી ટાંક મારી તેણીવાર હોલાલ. સદ્‌ગુરૂ. ૨
પારસમણી મારગ વિષે પડયોરે;
એ મધે ઓળખ્યો નહીં ગમાર હોલાલ. સદ્‌ગુરૂ. ૩
એને ઓળખાવનાર જ્ઞાની મળ્યોરે;
તેનું નાણું ભર્યું નવખંડ હોલાલ. સદ્‌ગુરૂ. ૪
કોટી જન્મથી તું બહુ આથડયોરે;
હજુએ જોયો નહીં નીજ પંડ હોલાલ. સદ્‌ગુરૂ. ૫
જો ખપ હોયતો વીવેકે ખોલજ્યોરે;
તારા દુઃખનો જાસે ત્રાસ હોલાલ. સદ્‌ગુરૂ. ૬
માણેકદાસ એક હરીને ઓળખેરે;
મળશે મુક્તી પૂરીનો વાસ હોલાલ. સદ્‌ગુરૂ. ૭

## ભજન ૧૮૩ મું.

રાગ ઉપરનો પદ. ૨

ગરજ વિનાના તેં ગુરૂ કર્યારે,
ભાવ વીના કાંઇ સુધર્યું ન કામ હોલાલ;
મોક્ષનો મારગ તુજને નહીં મળેરે. એ ટેક.
જ્ઞાન થયા વિના દુઃખી ઘણોરે;
હજુએ તુજને મળ્યો નહીં ઠામ હોલાલ. મોક્ષ. ૧
માયા કારણીએ મથી મરેરે;
રાતદિન ધંધામાં તું ધાય હોલાલ. મોક્ષ. ૨
ગળાં રે'સીને તે ઘણું કર્યું રે;
લાલચુ લંપટમાં લપટાય હોલાલ. મોક્ષ. ૩
હજુએ તારા પ્રપંચો નહિ ગયારે;
લાંચો ખાઇ બેઠો હરામ હોલાલ. મોક્ષ ૪
પાપ મારગમાં પ્રીતી ઘણી કરીરે;
કેવો મળશે તુજને ઠામ હોલાલ. મોક્ષ ૫
રૂડો સંત સમાગમ ના કર્યોરે;
પાછો પડયો ચોરાશી ખાંણુ હોલાલ. મોક્ષ. ૬
માણેકદાસની શીખ રૂદે ધરોરે;
હવે સ્મરણને તું હવે જાંણુ હોલાલ. મોક્ષ. ૭

---

## ભજન ૧૮૪ મું.

### હોલીના ફાગનો.

રાગ. ભજન કર ધીરજધરીરે--ભજન કર-એ

મૂરખ મન સ્મરણ વિના સુખનાંય. મૂરખમન.
લક્ષ ચોરાશી ફેરા ફરી આવ્યો;
સુખ ન મળ્યું તને પલઘડી ક્યાંય. મૂરખ મન. ૧
કોટી જન્મના પુન્ય પ્રતાપે;
પામ્યો મનુષ્ય દેહ હવે તું આંય. મૂરખ મન. ૨

આવી વેળા તારી ભજનની કરવા.
સુખ મળશે તને તરતજ ત્યાંય. મૂરખ મન. ૩
માયા કટક દીસે જુઓ બહુ ભારી;
ગોથાવી નાંખશે તને તો આંય. મૂરખ મન. ૪
સગાં સબંધી તારાં દેવા તણી જાણજે;
તેની સંગાથે તને સુખ તો નાંય. મૂરખ મન. ૫
આજ કાલ કરતાં વરસ ગયાં વીતી;
હરી સમર્યા વિના જમ માર ખાંય. મૂરખ મન. ૬
સતસંગ કર્યાની હાંમજ રાખજે;
નિર્મળ બૂદ્ધિ રાખે મનમાંય. મૂરખ મન. ૭
ખટરસને હવે વેગે તું ટાળજે;
વિષયની વાસના ટાળે સુખ ત્યાંય. મૂરખ મન. ૮
માણેકદાસ નિરભેરે નીશાંને;
હેતે હરીના ગુણ આઠ પહોર ગાય. મૂરખ મન. ૯

---

## ભજન ૧૮૫ મું.

રાગ ઉપરનો. પદ ૨.

સમાગમ કરને હવે તુંતો આંય. સમાગમ.
સમાગમથી કંઇક નર તો સુધરીયા;
પળમાં પાર પડયા તેતો ત્યાંય. સમાગમ. ૧
આશા તૃષ્ણાને હવે મૂકી તું દેજે;
હરી ચરણમાં ચીત જો લપટાય. સમાગમ. ૨
કેવળ જ્ઞાન વિના સુખનાંય;
કોટી ઉપાય કરે તું મનમાંય. સમાગમ. ૩
બાળપણું બધું ખોયું રમતમાં;
તરૂણ ખોયું ત્રિયા સંગ રહી ત્યાંય. સમાગમ. ૪
વૃદ્ધપણામાં તો વ્યાધી વધી ગઇ;
તોય ન સમર્યા સીતારામ ઘટમાંય. સમાગમ. ૫

ઘરમાંતો કોઇજન તુજને ગણે નહીં;
આંખ ન સૂજે કફ પડે મુખમાંય. સમાગમ ૬
મનની તૃષ્ણાતારી તુટીજ નહીં;
છૈયાં છોકર નો માર તું શીદ ખાંય. સમાગમ. ૭
જમના દુતે આવી તને પછી ઘેર્યો;
નાખ્યો લક્ષ ચોરાશી ખાંણુની માંય. સમાગમ. ૮
માણેકદાસ કહે સુખ રહ્યું સંતમાં;
તન મન અર્પી હવે ત્યાં જાય. સમાગમ ૯

---

## ભજન ૧૮૬ મું.

રાગ–ગોથાં ખાધાં ભવમાં ઘણાંરે, થયો આપહેરાંન એ.

ચેત્યો નહીં મૂરખ માંનવીરે, કહુ કેટલીક વારરે;
આગળ દુઃખતો અપાર છે, ચીતરાખે ન લગારરે.
ભાવે કરીને ભજો રાંમને. એટેક.
કેટલાક વરસથી આથડયોરે, સૂજયું નહીં કાંઇ સારરે;
બહુ કસ્ટી તેંતો ભોગવી, માર ખાધો અપારરે. ભાવે૦ ૧
કોટી જન્મના પૂન્યથીરે, પાંમ્યો મનુષ્યાવતારરે;
કુંટુંબ કબીલે તને ઘેરીઓ, સુજયું કાંઇ ન લગારરે. ભાવે૦ ૨
માયા કારણીએ મથી મરેરે, જેમ ઘાંચી કેરો બેલરે;
હજુ ન ચેત્યો અભાગીઆ, તારી મુમતા પરી મેલરે. ભાવે૦ ૩
સત્ય કર્મની સીધ્ધી નહીરે, પાપ માર્ગે ઉજાયરે;
સાચી ભક્તિ તું ભૂલી ગયો, તને સુખ નહીં કયાંયરે. ભાવે૦ ૪
દૈલ્લો અવસર વહી જાય છેરે, હવે ચેતોને લગારરે;
જાગ માણેકદાસ આસમે, થશે બેડોતારો પારરે. ભાવે૦ ૫

---

## ભજન ૧૮૭ મું.

અભાગી જીવતું આથડયોરે, નથી સંતનો સંગાથરે;
સાચી વસ્તુ તું ઓડેરજે, હજી બાજીતારે હાથરે.

ગોવિંદ ભજીલેને પ્રાણીયા. ટેક.
બાળપણામાં બુદ્ધી નહીરે, રમે દડીને દોટરે;
તરૂણ આવ્યું તતકાળમાં, મોહ્યો ત્રિયાની કોટરે. ગોવિંદ. ૧
જરા આવે જકડાઇ ગયોરે, હસ્ત ચરણ નહિ કાંમરે;
મૂખેથી દાંત પડી ગયા, તોય રટયા નહીં રાંમરે. ગોવિંદ. ૨
આંખે તો કાંઇ સૂઝે નહીરે, કંપે થર થર કાયરે,
ખાધેલું અન્ન પચે નહી, કર્ણ પૂરી ઉજડ થાયરે. ગોવિંદ. ૩
કુટુંબ કબીલો મલ્યાં પૂછવારે, તારૂં દાટયું કયાં દામરે;
અંતર વાસના તુટે નહી; હજી જીવ્યાની છે. હાંમરે. ગોવિંદ. ૪
પાપ પૂન્ય એના સંગમાંરે, નાંખ્યો ચોરાશી ખાંણરે;
માણેકદાસ ભજે રાંમને, અવર વસ્તુ નહીં જાંણરે. ગોવીંદ. ૫

---

### ભજન ૧૮૮ મું.

રાગ રામ સભામાં અમે રમવા ગયાંતાંરે—એ

આજરે સાહેલી મને ઉમંગ આવ્યોરે;
વિઠ્ઠલ વર દેખી મને હૃદયમાં ભાવ્યો ઉરઆનંદ આવ્યોરે. ટેક૦
મુરખ મિત્રાઇના સાથે સ્નેહ બંધાણોરે;
ગુરૂગમ વીના બધો જન્મ ગુમાવ્યો. ઉરઆનંદ આવ્યોરે. ૧
સગાં સંબંધી મલ્યાં નીરભાગી મુજનેરે;
તેની સંગાતે હું તો બહુ ભટકાયો. ઉરઆનંદ આવ્યોરે. ૨
લક્ષ લાગ્યો છે. મને સાંમળીયા સાથેરે.
માયા મમતાને છોડી શરણે હું ધાયો. ઉરઆનંદ આવ્યોરે. ૩
પૂર્વનું પૂન્યમારૂં રહેજે પ્રગટીયુંરે;
પાપ કર્મ મૂકી અંતર ઓળખાવ્યો. ઉરઆનંદ આવ્યોરે. ૪
કોટી જન્મની કુમતિ કાપીરે;
માયાની જાળમાંથી મુજને છોડાવ્યો. ઉરઆનંદ આવ્યોરે. ૫
માણેકદાસની અરજ સાંભળજોરે;
સત્ય સ્વરૂપ માંહી મુજને ઠરાવ્યોરે. ઉરઆનંદ આવ્યોરે. ૫

---

### ભજન ૧૮૯ મું.

રાગ વાલાજીમારા આજ સપરમો છે દહાડો;
મોહનજી મળવા આવોરે જીવનમોરા એ.

(થાળનો.)

વાલાજી મારા આજ આનંદ વધ્યો મારો;
આ ભવસાગરથી તારોરે, ત્રીકમજી આવો
મારા ઘરે પ્રેમથી પધારોરે; ત્રીકમજી આવો
સાથે શવરીબાઇને લાવોરે. ત્રીકમજી આવો
વાલાજી મારા ઘેબર જલેબી તીખીપૂરી;
માંહી મીસરી મીલાવી ભરપૂરીરે; ત્રીકમજી૦
સાથે વિદુરજીને લાવોરે. ત્રીકમજી૦ મારા૦ ૧
વાલાજી મારા પકવાન બનાવ્યાં રૂડી રીતે;
સામળીઆ જમજો પ્રીતેરે; ત્રીકમજી૦
સાથે તુલસીદાસને લાવોરે. ત્રીકમજી૦ મારા૦ ૨
વાલાજી મારા પાંન સોપારી બીડાં ભાવું,
મારે હાથ કરી ખવરાવુંરે; ત્રીકમજી૦
સાથે કરમાં બાઇને લાવોરે. ત્રીકમજી૦ મારા૦ ૩
વાલાજી મારા પલંગ બીછાવ્યો રૂડી રીતે;
પોઢો તેપર પૂરી પ્રીતેરે; ત્રીકમજી૦
સાથે નરસીદાસને લાવોરે. ત્રીકમજી૦ મારા૦ ૪
વાલાજી મારા માંણેકદાસની વેળા વાળો;
ભવો ભવનાં પાપ પ્રજાળોરે; ત્રીકમજી૦
સાથે મીરાંબાઇને લાવોરે. ત્રીકમજી૦ મારા૦ ૫

---

### ભજન ૧૯૦ મું.

રાગ. પરજ માયામાં મનડું મોહ્યુંરે પામર પ્રાણી. એ.

સાંમળીયા તમને ભૂલ્યોરે, માયાનીજાળે;
કાંઇ દામ દેખીને ડુલ્યોરે, માયાની જાળે.
વાલાજી મારા અનેક જનમથી અથડાયો;

આવ્યો અવસર રૂડો ગુમાવ્યોરે. માયાની જાળે. ૧
વાલાજી મારા ખરના અવતાર મેં બહું લીધા;
ત્યાં ફેરા અનંતા દીધારે. માયાની જાળે. ૨
વાલાજી મારા પશુ પક્ષીમાં હું ભમીયો;
ત્યાં દારૂણ દુઃખડાં ખમીયોરે. માયાની જાળે. ૩
વાલાજી મારા ચરણ વિના હું તો ચાલ્યો,
શત્રુએ આવી જાલ્યોરે. માયાની જાળે. ૪
વાલાજી મારા માંણેકદાસને ઉગારો;
મારાં દુઃખ દરીદ્ર નિવારોરે. માયાની જાળે. ૫

---

## ભજન ૧૯૧ મું.

રાગ. ઉપરનો.

મારા પૂર્વ જનમની પ્રીતેરે, આવીને મળીયા;
મારા ફેરા હવે બહુ ફળીયારે, આવીને મળીયા.
વાલાજી મારા લક્ષચોરાશી ફેરા ફરીઓ;
પળવાર કયાંઇ નહીં ઠરીયોરે; આવીને મળીયા૦ ૧
વાલાજી મારો દેહ ધર્યો તમ કાજે;
સત્ય બુદ્ધિ સુજને છાજેરે. આવીને મળીયા૦ ૨
વાલાજી મારા તમો વિના કોણમારૂં;
સાંભળશે વચન અમારૂંરે. આવીને મળીયા૦ ૩
વાલાજી મારા શરણે આવ્યાને ઉગારો;
બહુ તાપ તણો કરનારોરે. આવીને મળીયા. ૪
વાલાજી મારા માણેકદાસને બચાવો;
માયાથી પાર પડાવોરે. આવીને મળીયા. ૫

---

## ભજન ૧૯૨ મું.

રાગ ક્ષત્રી કલંક. એ

અમો ભજીએ શ્રીનંદ કુમાર, અવસર મલ્યો ઘણો રૂડોરે.
હવે લાગે ખારો આ સંસાર. ,, ટેક

અવસર હયો ઘણો રૂડોરે. „
મારા તનમાં વસ્યા છો નિરધાર; „
જોઇ શુદ્ધ ન રહી લગાર. „ (૧)
મારૂં મન હરખાયું તમ પાસ; „
હવે રહી નહીં બીજાની આશ. „ (૨)
મને બાંહે ગ્રહાની રાખો લાજ; „
ટાળી ચીંતા મારા મનની આજ. „ (૩)
કોટી જન્મનાં મારા દુઃખ કાપ; „
મારા રૂદે રાખો ભક્તિ કેરી છાપ. „ (૪)
સદા કાળ રહેશો મારી પાસ; „
માગે કરજોડી માણેકદાસ. „ (૫)

---

## ભજન ૧૯૩ મું.

રાગ. ઉપરનો

મારે આવ્યો અલૌકિક દાવ, અવસર હવે નહી ચુકુંરે.
રાખું ભક્તિ માંહે રૂડા ભાવ. „ ટેક
મારી દોરી દીધી છે તમ હાથ; „
મેં તો લીધો સામળીયા કેરો સાથ. „ (૧)
મોટા ભજી ગયા છે મહીપાલ; „
મરૂ ધ્વજ અમરીષ એવા બાળ. અવસર હવે નહી ચુકુંરે. (૨)
અજામેલ ગુણકા ગજ રાજ; „
મસ્તક અર્પી સેવા કરી જાજ. „ (૩)
મારી કરણી ન જોશો લગાર; „
મહા પાપી ઉતાર્યા ભવપાર. „ (૪)
માણેકદાસની રાખો તમે લાજ; „
કૃપા કરી મૂક્તિ કેરૂં આપો રાજ. „ (૫)

---

## ભજન ૧૯૪ મું.

રાગ ઓધવ નંદનો છોરો તે ન મેરો થયો જાન એ.

ઇડર પ્રગણે ચીત્રોડું એક ગામ છે જો;
ત્યાંતો ઐાદીચ બ્રાહ્મણ કેરો ઠામ છેજો ઇડર. (૧)
પવીત્રાઇ વળી ઉજળો આચાર છેજો;

ત્યાંના નરનારી શુભ ગુણ ભંડાર છેજો. ઇડર (૨)
માણેકદાસનો ત્યાંતોરે નીવાસ છેજો;
એતો રણછોડ રાય કેરો દાસ છેજો. ઇડર (૩)
દેશો દેશના ભાવીક ભકતો આવતાજો;
હેતે કરી હરીના ગુણ ગવરાવતાજો. ઇડર (૪)
રાત દિવસ આનંદ તેને ત્યાં ઘણોજો;
હરી સ્મરણ કર્યાનો હરખ છે ઘણોજો. ઇડર (૫)
વીપ્ર આદીચ અડક એની વ્યાસનીજો;
વિશ્વામીત્ર દેવરાજ ઉલકેતની જો. ઇડર (૬)
ત્રીપર્વ કોશિક ગોત્ર રધુ વેદનીજો;
શાખા આશાવલી કહીએ બ્રહ્મદેવનીજો. ઇડર (૭)
બંડોલી ગામના પનો ભટ આવતાજો;
ભજન સાંભળવાની હોંશ બહુ લાવતાજો. ઇડર (૮)
પાઠશાળા પાસે એનું મકાન છેજો;
એને હરિ ભક્તિની ઘણી હાંમ છેજો. ઇડર. (૯)
એવો ઇશ્વરનો મહીમા ગવાય છેજો;
માણેકદાસ જોઇ નીત હરખાય છેજો. ઇડર (૧૦)

---

ભજન ૧૯૫ મું.

રાગ. ઉપરનો.

મુંબાઇ શહેરમાં નર નારાયણ ધામ છેજો;
એતો વૈકુંઠ પૂરી જેવું મુકાંમ છેજો. મુંબાઇ (૧)
ત્યાંતો વૈષ્ણુ લોકો બહુ જાય છેજો;
જેના ઉપર નર નારાયણ છાય છેજો. મુંબાઇ (૨)
પ્રભાતે ઉઠી ભજન ત્યાં ગવાય છેજો;
રામ નામની ધુન બહુ દેખાય છેજો. મુંબાઇ (૩)
સર્વે વૈષ્ણુના હાથ માળા શોભતીજો;
સાચા ભાવની ભક્તિ તો એની ઓપતીજો. મુંબાઇ (૪)
મહારાજ જાદવજીનો બોધ છે ભારે ઘણોજો;

એના શુભ ગુણ જોતાંમાં કાંઇ નહીં મણાજો, મુંબાઇ (૫)
એક ચીત્ત વૃતી રાખી સૌ શ્રવણ કરેજો;
તેનાં કોટી જનમનાં પાપો હરે જો. મુંબાઇ (૬)
દેશો દેશના વૈષ્ણવ ત્યાં આવતા જો;
હરિના ગુણ એતો બહુ ગાવતા જો. મુંબાઇ (૭)
ત્યાંની મંડલી દેખીને કંઇ ઠરી ગયા જો;
જેના હૃદય વીષે હરી વસી ગયા જો. મુંબાઇ (૮)
એવો પ્રતાપ મહારાજ જાદવજી તણો જો;
ષ્ણવ જન ઉપર ભાવ તેનો ઘણો જો. મુંબાઇ (૯)
શુભ આ ચરણે એતો બહુ ચાલતા જો;
માંણેકદાસ એવા નજરે ભાળતા જો. મુંબાઇ૦ (૧૦)

---

### ભજન. ૧૮૬ મું.

રાગ પ્રભુ પાલવડો પકડી૦ એ૦

આવો સંતો આપણ અનુભવી વાતો કીજીએરે,
એથી મળશે આપણો સાંમળીયો સરદાર;
હેતે ભાવ કરીને ભજીએ શ્રી ગોવિંદનેરે. એ ટેક.૦
મારા મનની વાતો તે હું કોને કહુંરે;
નથી મળતો મુજને આ જુગમાં હીતકાર. હેતે૦

સાખી.

સંસાર સાગર કારમો, નહીં ઠરવાનો ઠાંમ;
ધૂમાડાના બાચકા, એથી સરે શું કામ.
એવી સાગરની લહેરો તે સાગરમાં સમેરે;
હવે મટી ગયો છે માયાનો અંધકાર. હેતે૦ ૧

સાખી.

આવ્યો હતો હું કયાંથકી, જાવું મારે કયાંય;
તે મુજને ખબર નથી, વિચાર કરૂં મનમાંય.
એવા અંધ ધંધુકારમાં કાંઇ સુજે નહીંરે;
મિથ્યા જગત દેખાંણો મૂજને આંણીવાર. હેતે૦ ૨

સાખી.

દિવસ રહ્યો થોડો હવે, જાવું મારે દુર;
વચમાં ભયંકર વનછે, મુંજાઉં ભરપૂર.
હવે સદ્દગુરૂ બખ્ત પહેરી ને હું વિચરૂંરે;
કાપી નાંખું હુંતો ફોજ મોટો સરદાર. હેતે૦ ૩

સાખી.

ખાવું પીવું ગમે નહીં, નહીં વાતને ચીત્ત;
અગની સરવે લાગી રહી, કયાંઇ ન ઠરતી પ્રીત.
એવા સદ્દગુરૂ બોધ થકી શાંતી મળી ઘણીરે;
હુંતો નીરભે થયોછું દેખી નંદકુમાર હેતે૦ ૪

સાખી.

જાણવું હતું તે જાણીયું, નથી જાણવું કાંઇ;
સોહંરૂપ સર્વે ભર્યા, નિરખુંછું આંઇ.
તમે માણેકદાસની વારે ચડયારે;
ડુબેલાને તમે ઉગારો આંણીવાર. હેતે૦ ૫

---

ભજન ૧૯૭ મું.

રાગ ધોરાના પદનો.

અલક નિરંજન એ છે રે, પ્રગટ ઘટોઘટ બોલે;
કર્તાની રચના જોજોરે, કળાતો નાવે એને તોલે. અલક૦
ચોદ બ્રહ્માંડમાં સૃષ્ટી રચીછે, પણ લોકનીમાંય,
મન બુદ્ધિ પહોંચે નહીં, સૂજ પડે નહીં કયાંય;
વેદ પૂરાંણ થાકયારે, સરસ્વતી થાકી કરી તોલે. અલક૦ ૧
જડ ચેતનમાં જીવવસ્યો છે, પ્રગટ નિશ્ચે જાણ,
નિમીતમાત્ર રાખ્યુંરે, અણઘડની ગતી કોક ખોલે. અલક ૨
લૂણની પૂતળી સોધવા નીકળી, સમુદ્ર વીષે જાંણ,
પાછી ફરી નત્ર જોવા પામ્યા, કોણકરે વખાંણ;
પહોચ્યાનાં પરમાંણરે, આવ્યાંરે નહીં કેણ બોલે. અલક૦ ૩
નિશ્ચે રાખી બેસજો, નામને નીશાંણ,
શીલ સંતોષ ક્ષમા રાખી દયાદાન નિરવાંણ;

ભવનો ફેરો ભાગેરે, અંતરના પડદા તરત ખોલે. અલક૦ ૪
ચોખ્ખું સોનું એક થયું છે, જૂજવા ઘાટ જણાય;
ઘાટની કીંમત કદી નવ કરીએ, માલની કીંમત થાય;
માંણેકદાસ એક રૂપેરે, તપાસી જોયું ખરેતોલે. અલક૦ ૫

---

## ભજન ૧૯૮

### ગરબી.

રાગ સર્વે સગાં જદ્રીપતીને સંભાલોરે એ.

આજે મારે આનંદનો છે દહાડોરે;
સાંમળીઆને હેતે કરીને રમાડોરે;
નિરખું હું તો વહાલા નંદ કુમારરે;
હરખ ભરીને ભેટું હું તેણીવારરે. ૧
ચાલો સખી વહાલાને હેતે વધાવોરે;
અંતર આનંદ તમે તો બહુલાવોરે. ૨
વાલાજીનું રૂપ કળ્યું નહીં જાયરે;
એક ચીત્તે જોઇને મન હરખાયરે. ૩
તેજ એનું શશી સમાન દેખાયરે;
આંખ મારી ઠરી છે જોઇ નંદરાયરે ૪
વાલાજીને હેત કરી ઘેર લાવોરે;
ગંગાજળ લઇ તેને નવરાવોરે. ૫
ભાવ કરીને ભોજનીયાં બનાવોરે;
સાંમળીયાને પ્રીતે કરી ખવરાવોરે. ૬
વાલાજીને વાયરા અતી ઢોલાવોરે;
પાંનનાં બીડાંનીજ મુખે ચવરાવોરે. ૭
સામળીયાને માટે પલંગ બીછાવોરે;
રૂડી રીતે પોઢાડી લ્યો તમે લાવોરે. ૮
માણેકદાસની વીનંતી ધરજો કાનરે;
જૂઠી માયાતણું છોડાવો મને ભાનરે. ૯

---

### ભજન ૧૯૯ મું.

રાગ. ઉપરનો.

આજ મારે આંગણીયે વહાલોજી પધાર્યારે;
હરખ ભરી મેં વાલાજીને તો વધાવ્યારે.
આવ્યું મારે હરી ભજવાનું ટાંણુંરે;
અવસર મળ્યો રૂડી રીતે વખાંણુરે. ૧
હવે મારો જન્માવતાર સફળ થયોરે;
લક્ષ ચોરાશીનો ફેરો જાય વહ્યોરે. ૨
હવે મારા મનની ભ્રમણા ભાગીરે;
સૂરતા મારી સામળીયા વરશું લાગીરે. ૩
ઘરનું કામકાજ મને નવ સૂજેરે;
એવું રૂપ દેખીને મન મારૂં બૂજેરે. ૪
નિરખ્યો મેંતો ઘટમાં સામળીયો ભૂપરે;
અકળ સ્વરૂપ છે જોવા જેવું જેનું રૂપરે. ૫
હવે હુંતો તમને ન મેલું લગારરે;
રાત દિવસ નામ લેઇ કરૂં ઉચારરે. ૬
માણેકદાસ ના સ્વામીજી વહેલા પધારોરે;
અવસર આવી તમે મારો તો સૂધારોરે. ૭

---

### ભજન ૨૦૦ મું.

રાગ ઉપરનો.

કુકા કરજે કમળા ના સ્વામીનો સંગરે,
તેથી ચડશે તને ચોગણો રંગરે;
નિરમળ થઇને હરી પ્રીતે સંભારોરે;
કામ ક્રોધને મૂળમાંથી તમે ટાળોરે. ૧
ખખા ખોળજો ઘટમાં તારો છે પ્રકાશરે,
બાહેર ભીતર રમી રહ્યો સહુવાસરે;
પ્રગટ દીસે પોતાના ઘર માંયરે,
અવર ઠેકાંણે એતો નહીં દીસે કયાંયરે. ૨
ગગા ઘટ ઘટ બોલી રહ્યા તેને દેખોરે,

અકળ સ્વરૂપનું તોલું ન થાય એકેખોરે:
મોટા મૂની હાર પામ્યા ગઢ્ઢુ લાજરે,
નામના નિશાણે બેઠાં સર્યું કાજરે. ૩
ઘ ઘાતને ઘણું કહે શું થાયરે,
ફોગટ ફેરો હવે તું શીદને ખાયરે;
મિથ્યા બાજી હારી છે શીદને આંયરે,
અવસર ચુકે વસ્તુ મળે નહીં કયાંયરે. ૪
ચચા તારો ચેતનનો છે પ્રકાશરે,
મિથ્યા હું તું કરી બેઠો એ નાશરે;
કલ્પીત માત્ર દેહ બન્યો તારો આંયરે,
મિથ્યા ભ્રમણા લાગી તારા મન માંયરે. ૫
છછા છલબલ છોડી ભજો ભગવાનરે,
હજું તને લવ નહી આવી શાનરે;
મૂરખને તો વારે વારે શું કહીએરે,
મૂસ્તક મેલી જ્ઞાન જરૂરનું લઇએરે. ૬
જજા જાણે વિરલો કોઇ ભેદરે,
અવર શું જાણે મૂરખ એનો નીખેદરે;
હરીની માયા કળી કોઇની નવ જાયરે,
પુસ્તક વાંચી વાંચી ઘણા પસ્તાયરે. ૭
ઝઝા જાણું કહે ન પારજ આવેરે,
મન ચંચળ છે તેને ઠેકાણે જો લાવેરે;
પાંચ વિષય પકડી તમે ઘેર લાવોરે,
ભાવ કરીને હરીશું હેત લગાવોરે. ૮
ટટા ટેક તમે કદી નવ ચુકોરે,
શ્વાસોશ્વાસે સ્મરણ કદીને ઝુકોરે;
ઉંચ નીચનો અંતર ભાવ ન રાખોરે,
સોહંગરૂપ ભર્યો એવું તમે ભાખોરે. ૯
ઠઠા ઠેકાણું મલ્યું છે તને ઠીકરે,
અવસર હારી બેસો નહીં કદી કરે;

ફરી ફરી આવો નહીં મળશે દાવરે,
હયોને તમે લાખતણો હવે લાવરે. ૧૦
ડડા ડહાપણમાં ઘણો તું હવે ડુલ્યોરે,
મોહ માયા દેખી હવે તું પુલ્યોરે;
આતો રંગ ચાર દિવસનો દેખાયરે,
આયુષ્ય તારૂં પળમાંહે ખૂટી જાયરે. ૧૧
ઢઢા ઢુંઢા જેવો દીસે સંસારરે,
માલ નહીં કાંઇ તેમાં જૂદો લગારરે;
માંહી પડયા છે એતો બહુ પસ્તાયરે,
તોપણ બીજા ફરી ફરી પડવા ધાયરે. ૧૨
ણુણા તુંતો રણમાં ગોથાં ઘણાં ખાયરે,
મારગ વિના ભટકી ફરે વન માંયરે;
સતુગુરૂ વિના સૂજ પડે નહીં કયાંઇરે. ૧૩
તતા તારૂં કર્મ તુંતો તપાસરે,
કયાંથી આવ્યો કીએ મારગ હવે જાશરે;
તેનું ઠેકાણું હવે કરને લગારરે,
આગળથી તો કરજે તેમાં વિચારરે. ૧૪
થથા થોડું જીવ્યાનું છે પરમાણુંરે,
વાસે હમણાં થોડા વખતમાં વાંણુંરે;
પળપળ અવસર તારો જાય છે વહ્યોરે,
અવિદ્યાના મૂળને તું નવ દ ારે. ૧૫
દદા દારૂણ દુઃખ છે ચોરાશી તણુંરે,
કષ્ટ વેઠી વેઠી આવ્યો તું બમણુંરે;
હવે કરજે તારા જીવનું જતનરે,
હરી સ્મરણમાં કાઢજે તું હવે દંનરે. ૧૬
ધધા તુંતો ધણી એકજ ધારેરે,
અંધકાર મટે ઉતરશો પેલી પારરે;
ભાંણુ હૃદયથી અંતરની ગાંઠો ગળશેરે,
પાપ કરમ તો અનેક જન્મનાં બળશેરે. ૧૭

નના તુંતો ન્યારો દીસે મન માંયરે,
મારૂં તારૂં કરી બેઠો તું આંયરે;
તેમાં તારૂં કાંઈ ના દીસે લગારરે,
પ્રભુ સમરેથી ઉતારશે તને પારરે. ૧૮

પપા તુંતો પંચાતમાં ઘણો પૂરોરે,
કુડ કપટમાં રહ્યા બહુ તું પરોરે;
દોષ પરાયા દેખીને મન મલકાતોરે,
ઓચીંતાનો કાળ આવી તને ખાતોરે. ૧૯

ફફા તને ફુરસદ ન મલી લગારરે,
કુટુંબ કબીલો દેખી કરે અહંકારરે;
તન ધન દીસે ચાર દિવસનો ચટકોરે,
હજુએ તને જરા ન લાગે ખટકોરે. ૨૦

બબા બૂડે ભવસાગર કેરે ફંદરે,
સમર્યા નહીં તેં ઘડી કૌશલ્યા નંદરે;
મૂરખને તો જાજું હવે શું કહીએરે,
શીખ ન માને તેને તો જવા દઇએરે. ૨૧

ભભા ભૂલવણીનો દીસે સંસારરે,
માંહી પડયા તે કેમ કરી નીકળે બહારરે;
મરજીવા કોઇ સૂરવીર સંત સુજાણેરે;
ઓળખી વસ્તુ આનંદ એ બહુ માણેરે; ૨૨

મમા મન મારી નાંખો આંણી વારરે,
આવાગમનનું દુઃખ ટળશે તતકાલરે;
પછે ચીંતા કાંઇ ન રહી લગારરે,
ભવસાગરનો આરો આવ્યો તે વારરે. ૨૩

યયા યમનું જોર ભારે ઘણું દીસેરે,
કાળ પાસથી નિકળવાનું તું ઇચ્છેરે;
સ્વપ્ના માંહે તેં જોયું ખોટું મનાયરે,
આ સંસારની માયા એવી સમજાયરે. ૨૪

રશા રોમે રોમે થઇ રહ્યો રામરે,
એના વિના ક્યાંઇ ન દીસે ઠાલો ઠાંમરે;
અકળકળા તો કોઇની કળી નવ જાયરે,
શીવ વિરંચી ગાઇ ઘણા પસ્તાયરે. ૨૫

લલ્લા લાભ લેવાનો આવ્યો છે દાવરે,
કાંઠે આવ્યું તારૂં તો હવે નાવરે;
ભાઇ તને નીકલ્યાની કેટલી વારરે,
જોઇ રહો શું જગતમાં નહી કંઇ સારરે. ૨૬

વવા વસ્તુ લેજે તું મોંઘેરા મૂલરે,
ગુરૂજ્ઞાન લેવાથી ટળશે શુળરે;
કોટી જનમની કુમતિ તારી કાપરે,
લે તું હવે લકતી તણી તો છાપરે. ૨૭

શશા શોધે સકળ વિશ્વનો સ્વામીરે,
ઉર ઓળખાશે અખંડ અંતરજામીરે;
પછે બાહેર નીકળ્યાનું મન ન થાયરે,
ફીકર છોડી લેજો સામળીયાની સ્હાયરે. ૨૮

ષષા ખોલે સરવે ખોટું દેખાયરે,
ન જડે નામરૂપ એતો વખાણાયરે;
માયાપરથી વસ્તુ એતો દેખાયરે,
જેણે દેખ્યા તેનું મન હરખાયરે. ૨૯

સસા સાચું સગપણ ગુરૂજીનું જાણોરે,
નહીં કોઇ સગું બીજું મિથ્યા પ્રમાણોરે;
સ્વારથનો તો સ્નેહ સર્વેમાં હોયરે,
અંત વખતમાં કામ ન આવે તે કોયરે. ૩૦

હહા હું હું કરી બેઠો મન માંયરે,
તેમાં તુંતો દેખાતો નથી ક્યાંયરે;
માત પીતા કલ્પીત માત્ર જણાયરે,
પત્ની પૂત્ર દેખવા માત્ર પરખાયરે. ૩૧

અઆ અવગુણ હવે તારો તું ટાળરે,

હરિભજનમાં અવતાર તારો તું ગાળરે;
રેલ વહે જેમ તારૂં આયુષ્ય વહી જાયરે,
તક ચુકે તો પાછો ફેરો તું ખાયરે. ૩૨
પ્રેમીજન પ્રેમની વાતો જાંણેરે,
દુઃખ દરિયામાં ડુબ્યો એ તું શું વખાંણેરે;
મરમ નહી તેને તો હવે શું કહીએરે,
વેઠનો ભાર હવે તો શીદ ને વહીએરે. ૩૩
સંવત ઓગણીસ બોતેર સાલ ઉચ્ચારરે,
વૈશાખ વદી નોમ ઉત્તમ ગુરૂવારરે;
માણેકદાસે કકો ગાયો છે આંહીરે,
હરી કૃપાએ અનુભવ થયો મનમાંહીરે. ૩૪

સમાપ્ત.

## —આરતી—

જય અખંડસ્વામી, પ્રભુ જય અખંડ સ્વામી;

અનંત કલા છે તારી (૨), નહીં એમાં ખામી. જય૦ રણછોડ ૧
એક ચરાચર તું છે, પૃથ્વીના માંહી, (પ્રભુ);
અંતર્યામી સઘળે (૨), વ્યાપી રહ્યા જયાંહી. જય૦ રણછોડ ૨
તારાં નામ અનેક, જે પ્રીતે ગાવે (પ્રભુ);
ભક્તઆધીનછો ભૂધર (૨), કષ્ટ સમે આવે. જય૦ રણછોડ ૩
રૂપ તારૂં અપાર, નહીં તારે કાયા (પ્રભુ);
હાથ પગ નહીં દીસે(૨), બીના મૂખ છાયા. જય૦ રણછોડ ૪
વેદપૂરાણો ગાય, નીશદીન નામ તારૂં (પ્રભુ);
તારો પાર ન આવ્યો(૨), બહુ બહુ વિચારૂ. જય૦ રણછોડ ૫
તું નિર્ધનનો ધંન, સાચાનો સ્વામી (પ્રભુ);
પૂર્ણ પ્રેમથી યાચું (૨), ચરણે શીશ નામી. જય૦ રણછોડ ૬
તુજ મહીમા અગાત, પામર શું જાણે (પ્રભુ);
માણેકદાસની વીનતી (૨), દીલમાંહી આણે. જય૦ રણછોડ ૭

— સમાપ્ત —

## શાર્દૂલ વિક્રીડીત છંદ.

પ્રેમે કર્યો પૂરણુ ગ્રંથ હરી કૃપાએ,
વાંચી વિચારી વરતો દીલમાં સદાએ;
વિદ્વાન કે કવિ મહીં ગણુના ન મારી,
તેથી દિસે કિલમીષો પદમાંહી ભારી. (૧)
માફી કરો મુજ ભૂલો ગુણુ ગ્રાહી થાજો;
લીલા તણો સુરસ ઉર પીજોને પાજો;
નિશદીન પાન પ્રભુ ભક્તિ તણું કરોને,
માણેકદાસ હરિ દુઃખ સદા હરોને. (૨)

શ્રીહરિ. શ્રીહરિ શ્રીહરિ.



પ્રભુલીલા-પદસંગ્રહ

સમાપ્ત.

# અગાઉથી આશ્રય આપનાર ગૃહસ્થોની યાદી.

| પ્રત | | નામ. |
|---|---|---|
| | | **ચીત્રોડા.** |
| ૧૧ | રા. | વ્યાસ જગન્નાથ મોતીરામ |
| ૧૧ | રા | વ્યાસ મૂલશંકર નરબદાશંકર |
| ૧૦ | ,, | મહેતા દલસુખ મૂલજી |
| ૧૦ | ,, | વ્યાસ મોતીલાલ રેવાશંકર |
| ૫ | ,, | મેતા વલ્લભરામ રતનેશ્વર |
| ૫ | ,, | વ્યાસ નરોત્તમ મહીધર |
| ૫ | ,, | મહેતા શંકરલાલ પ્રભુજી |
| ૫ | ,, | શુકલ મહાશંકર ધીરજરામ |
| ૫ | ,, | સોની હેમચંદ ધરમચંદ |
| ૫ | ,, | સોની ચૂનીલાલ ખેમચંદ |
| ૫ | ,, | ભટ ભાઇશંકર ગણપતરામ |
| ૫ | ,, | શુકલ રેવાશંકર ગૌતમ |
| ૫ | ,, | જયાંની ઉમીઆશંકર જદુરામ |
| ૫ | ,, | ભટ. વાસુદેવ અનીરૂધ |
| ૫ | ,, | વ્યાસ પ્રહલાદ જદુરામ |
| ૫ | ,, | જોશી પરસોતમ ભગવાન |
| ૫ | ,, | ભટ વૈજનાથ રેવાશંકર |
| ૫ | ,, | મેતા નરબદાશંકર બહેચર |
| ૫ | ,, | વ્યાસ ગીરધર અદીતરામ |
| ૫ | ,, | શુકલ નીત્યારામ ચંદેશ્વર |
| ૪ | ,, | વ્યાસ છગાલાલ રતનેશ્વર |
| ૪ | ,, | ભટ મોહન નરસીરામ |
| ૩ | ,, | જાંની રાજારામ શીવશંકર |
| ૨ | ,, | ભટ ઉમીઆશંકર કેશવરામ |
| ૨ | ,, | મૂખી પટેલ. તલસી સાંકળા |
| ૨ | ,, | પંડયા ચૂનીલાલ રાજારામ બેલીફ |
| ૨ | ,, | ભટ હરગોવન ભવાનીશંકર |
| ૨ | ,, | વ્યાસ હરીશંકર ગણપતરામ |
| ૨ | ., | સોની હરીચંદ ધરમચંદ |
| ૨ | ,, | શુકલ પરમાતમ ભાઇશંકર |
| ૨ | ,, | ભટ અંબાલાલ વાસુદેવ |
| ૧ | ,, | પંડયા ગંગારામ દયારામ |
| ૧ | ,, | પંડયા નાથાલાલ હરીશંકર |

| પ્રત | | નામ. |
|---|---|---|
| ૧ | ,, | જાની શંકરલાલ ખેમરામ |
| ૧ | ,, | પંડયા મોહનલાલ પરસોતમ |
| ૧ | ,, | જાની ગીરધર કેવલ |
| ૧ | ,, | રાવલ પરસોતમ મુળજી |
| ૧ | ,, | જાંની અમથરામ મયારામ |
| ૧ | ,, | જાંની માંણેકશ્વર નરભેરામ |
| ૧ | ,, | ભટ દામોદર દયારામ |
| ૧ | ,, | ભટ વીઠુલદાસ મુળજી |
| ૧ | ,, | શુકળ શીવશંકર મયારામ |
| ૧ | ,, | શુકલ ગંગારામ કાલીદાસ |
| ૧ | ,, | ભાવસાર મોતીલાલ કુબેર |
| ૧ | ,, | તંબોલી નાનચંદ મયાચંદ |
| ૧ | ,, | પંડયા કાસીરામ મોતીરામ |
| ૧ | ,, | ભાવસાર લખમીચંદ નંદરામ |
| ૧ | ,, | પંડયા મુલજી પરસોતમ |
| ૧ | ,, | શા. નાગરદાસ માધવજી |
| ૧ | ,, | જોશી પરસોતમ ભગવાનનાના |
| ૧ | ,. | દલપતસીહજી છત્રસીહજી |
| ૧ | ,, | પટેલ પનાલાલ હીરજી |
| ૧ | ,, | મેતા મૂળશંકર કામશ્વર |
| ૧ | ,, | ખત્રી મગનલાલ રામચંદ |
| ૧ | ,, | પટેલ મકનજી સવજી આસીસ્ટંટ |
| ૧ | ,, | પટેલ કેશર દલા મોનીટર |
| ૧ | ,: | પટેલ મકનજી દાનાજી ,, |
| ૧ | ,, | રાત છગન ઉગરા આસીસ્ટંટ |
| ૧ | ,, | પટેલ સાંમલ કુસાલ. |
| ૧ | ,, | ભાવસાર વેણીચંદ મયાચંદ પોસ્ટમેન |
| ૧ | ,, | વણુકર ધરમા કલા |
| ૧ | ,, | વ્યાસ મૂળશંકર ખેમરામ |
| | | **મઉ.** |
| ૧૦૧ | ,, | નેક નામદાર ઠાકોર સાહેબ શ્રી જશવંતસીહજી સાહેબ |
| | | **સાબલી.** |
| ૧ | રા. | હીમત બલદેવ સાબલી તલાટી |

| પ્રત. | | નામ. |
|---|---|---|
| ૧ | ,, | પાનાચંદ મયારામ મુખી |
| ૧ | ,, | શા. દલુચંદ હેમચંદ |
| ૧ | ,, | રાવલ ગોવીંદરામ જોઇતરામ |
| ૧ | ,, | જોશી અંબારામ ઉગરેશ્વર |
| ૧ | ,, | રાવલ તુલજારામ વેણીરામ |
| ૧ | ,, | રાવલ કસ્તુર વાલજી |
| ૧ | ,, | જોશી રેવાશંકર અખારામ |
| ૧ | ,, | જોશી કૃષ્ણરામ ત્રીકમ |
| ૧ | ,, | સોની અમુલખ હેમચંદ |
| ૧ | ,, | પાઠક જેઠીરામ નીત્યારામ |
| ૧ | ,, | પાઠક કાલીદાસ ગંગારામ |
| ૧ | ,, | સુતાર મોહન જીવરામ |
| ૧ | ,, | પહાડ કસ્તુર હીરારામ |
| ૧ | ,, | રાવલ ચુનીલાલ વેણીરામ |
| ૧ | ,, | જોશી જદુરામ મોતીરામ |
| ૧ | ,, | જોશી ભૂરાલાલ ઉગરેશ્વર |
| ૧ | ,, | રાવલ ગીરધર લક્ષ્મીરામ |
| ૧ | | બેન અચરત ભાવસાર |
| ૧ | ,, | રાવલકાશીરામ ગંગારામ |

### કુકડીયા.

| પ્રત. | | નામ. |
|---|---|---|
| ૧૦ | રા. | ત્રવાડી મોતીરામ ખેમરામ |
| ૫ | ,, | ત્રવાડી રેવાશંકર નરભેરામ |
| ૨ | ,, | ત્રિવેદી અનોપરામ જદુરામ |
| ૨ | ,, | ત્રવાડી બલદેવ અંબારામ |
| ૨ | ,, | ત્રવાડી મોહન અંબારામ |
| ૧ | ,, | ,, હરિશંકર લીલાધર |
| ૧ | ,, | ,, વીઠ્ઠલ કુશાલ |
| ૧ | ,, | ,, જગન્નાથ કીરપારામ |
| ૧ | ,, | ,, કોદરલાલ મહીધર |
| ૧ | ,, | ,, હરગોવન પુરસોતમ |
| ૧ | ,, | ,, ભજગોવન પૂરસોતમ |
| ૧ | ,, | ભાવસાર મોહનલાલ ગોવીંદજી |
| ૧ | ,, | ત્રિવેદી દુર્ગાશંકર નરભેરામ |
| ૧ | ,, | ,, જેઠાલાલ હરીશંકર |
| ૧ | ,, | માસ્તર અમથાલાલ ગીરધર |
| ૨ | ,, | પંડયા ગીરધર મુલજીની દીકરી બેન પારવતી |

### વાંસડોલ.

| પ્રત. | | નામ. |
|---|---|---|
| ૨ | રા. | દવે લલ્લુ જગન્નાથ જરીવાલા |

### બ્રહ્મપૂરી.

| પ્રત. | | નામ. |
|---|---|---|
| ૫ | રા. | જાની. ભાઇશંકર ધીરજરામ |
| ૨ | ,, | જાની ચૂનીલાલ મણીશંકર |
| ૨ | ,, | ઠાકર શોભારામ લાલજી |
| ૨ | ,, | જાની મુળજી કામેશ્વર |
| ૨ | ,, | જાની કોદરલાલ વજેરામ |
| ૨ | ,, | જાની કાશીરામ અંબારામની વીધવા બેન પારવતી |
| ૧ | ,, | જાની મોહનલાલ રેવાશંકર |
| ૧ | ,, | વ્યાસ કાશીરામ અમુલેખ |
| ૧ | ,, | સોની પરસોતમ વેણીચંદ |
| ૧ | ,, | જાની મહાશંકર ભૂદરભાઇ |
| ૧ | ,, | જાની કકુલાલ મુલજીભાઇ |
| ૧ | ,, | જાની ગણપતરામ લલ્લુભાઇ મુંબાઇ. ગુ. સ્કુલ. માસ્તર |

### સાપાવાડા (ઇડર).

| પ્રત. | | નામ. |
|---|---|---|
| ૧૦ | રા. | વૈષ્ણવસાધુ માધવદાસ મેઘદાસ |

### મૂડેટી.

| પ્રત. | | નામ. |
|---|---|---|
| ૫ | રા. | જાની કરૂણાશંકર દેવશંકર |
| ૫ | ,, | જાની ગવરીશંકર રેવાશંકર |
| ૨ | ,, | ઠાકર જગન્નાથ હરીશંકર |
| ૨ | ,, | સોની જીવરામ ભાઇચંદ |
| ૨ | ,, | વ્યાસ કોદરલાલ કરૂણાશંકર |
| ૨ | ,, | વ્યાસ ગીરજાશંકર લલ્લુભાઇ |
| ૧ | ,, | શુકલ ચૂનીલાલ અમથારામ |
| ૧ | ,, | ઠાકર પુજીરામ બલદેવ |
| ૧ | ,, | વ્યાસ શીવશંકર પુજીરામ |
| ૧ | ,, | વ્યાસ શંકરલાલ મોહનલાલ |
| ૧ | ,, | શા. વહાલચંદ કસનદાસ |
| ૧ | ,, | શા. ભોગીલાલ ગણપતરામ |
| ૧ | ,, | ઠાકર જટાશંકર મહીશ્વર |
| ૧ | ,, | શુકલ મોહનલાલ જેષ્ટારામ |

| પ્રત. | નામ. |
|---|---|
| | **સુવર.** |
| ૫ | રા. ઠાકર હરગોવન હરીદત્ત વૈદ્યરાજ |
| ૫ | ,, ઠાકર કાસીનાથ સેવખરામ |
| ૨ | ,, ઠાકર કોદરલાલ કાસીરામ |
| ૨ | ,, ઠાકર રઘુનાથ હરિદત્ત |
| ૧ | ,, જોશી કાસીરામ નરોત્તમ |
| ૧ | ,, જોશી પ્રલ્હાદજી હરીભાઇ |
| | **ગાઠીઓલ.** |
| ૫ | રા. હરીભગતદાસ મુગટરામ ધીરજરામ |
| ૧ | ,, સોની ગોપાલદાસ વેણીચંદ |
| ૧ | ,, ઠાકર ત્રીભોવન વાસુદેવ |
| ૧ | ,, ઠાકર દેવશંકર વાસુદેવ |
| | **મોહનપુર.** |
| ૧ | રા. વ્યાસ શંકરલાલ ભૂદરજી |
| ૧ | ,, ભટ નર્બદાશંકર રેવાશંકર |
| | **બડોલી.** |
| ૧૦ | રા. ભટ દામોદર લીલાધર |
| ૫ | ,, ભટ ઉમીઆશંકર ઉગરેશ્વર |
| ૨ | ,, ભટ રામશંકર હરગોવન |
| ૨ | ,, ભટ ગણપતરાંમ રતનેશ્વર |
| ૨ | ,, ભટ શંકરલાલ કુબેરજી |
| ૨ | ,, ત્રિવેદી પ્રલ્હાદજી ભાઇશંકર |
| ૨ | ,, ભટ ગણપતરામ ઉમેદરામ |
| ૨ | ,, ભટ બલદેવ જેઠીરામ |
| ૨ | ,, ત્રિવેદી દલપતરામ ગિરધર મુકરદમ. |
| ૨ | ,, પંચોલી શીવશંકર ઉમીઆશંકર |
| ૧ | ,, જપી આદીતરામ શીવરામ |
| ૧ | ,, લુહાર વેણીચંદ પુજીરામ |
| ૧ | ,, ત્રિવેદી વાલજી મોતીરામ |
| ૧ | ,, આચાર્ય વાસુદેવ જેઠીરામ |
| ૧ | ,, ત્રિવેદી જયશંકર કુબેરજી |
| ૧ | ,, માસ્તર મનસુખરામ કેશવરામ |

| પ્રત. | નામ. |
|---|---|
| ૧ | ,, ભટ ઉમીઆશંકર જેઠીરામ |
| ૧ | ,, મોઢ વાલજી જવેરચંદ ઓફીસના કારકુન |
| ૧ | ,, ભટ ભાઇશંકર રૂપરામ |
| | **લીંખી મહિકાંઠા.** |
| ૧ | રા. ઠાકોરશ્રી લાલસીંહજી હીમતસીંહજી. |
| | **ભીલોડા.** |
| ૧૦ | રા. જોશી ખેમરામ મોહન |
| ૩ | ,, ભટ ગોવિંદરામ |
| ૨ | ,, ભટ પરસોતમ જદુરામ |
| ૧ | ,, ખુશાલભાઇ હાથીરામ |
| ૧ | ,, શાહ ખેમચંદ નહાલચંદ કસ્ટમ નાકાદાર |
| ૧ | ,, ભીમજી સવજીસાહેર કારકુન |
| ૧ | ,, શાહ તારાચંદ તલકચંદ |
| ૧ | ,, જોશી પ્રલ્હાદજી વીશ્વનાથ તાલુકા ઓફીસના કલાર્ક. |
| ૧ | ,, શાહ મૂલચંદ મલુકચંદ |
| ૧ | ,, શેઠ લલ્લુભાઇ ગુલાબચંદ |
| ૧ | ,, સોની ચુનીલાલ મોતીચંદ |
| ૧ | ,, સોની નાનચંદ કાલીદાસ |
| ૧ | ,, શાહ હીરાચંદ મયાચંદ સ્કુલ માસ્તર. |
| | **વસાઇ.** |
| ૨ | રા. યાજ્ઞીક શંકરલાલ નરોતમદાસ |
| ૧ | ,, શાસ્ત્રી જદુરામ રેવાશંકર |
| | **મુનાઈ.** |
| ૧ | રા. શુકલ ખેમરામ ગણપતરામ |
| ૧ | ,, સોની ગલાબચંદ કાલીદાસ |
| | **ઘોડાદર.** |
| ૨ | ,, મે. માધવલાલ વિરચંદભાઇ પોલો સ્વસ્થાનના મેનેજર સાહેબ. |
| | **મેમણ.** |
| ૧ | રા. સોની કાલીદાસ ખુશાલ. |

| પ્રત. | નામ. |
|---|---|
| | **મેસણ.** |
| ૧ રા. | ભટ ગીરજાશંકર ભવાનીશંકર |
| | **જેંજવા.** |
| ૧ રા. | આચાર્ય ઉમીઆશંકર હરગોવન |
| ૧ ,, | જોશી કેશવલાલ હીરાલાલ |
| | **ટીંટોઈ** |
| ૧ રા. | ઠાકર ગૌરીશંકર શોભારામ |
| ૧ ,, | જોશી ત્રીભોવન મુલજી |
| | **ટોરડા.** |
| ૧ રા. | ભટ નંદરામ મૂલજી |
| ૧ ,, | સોની ભીખાલાલ લીલાચંદ |
| | **રાયગઢ.** |
| ૧ રા. | શુકલ શંકર વિષ્ણુરામ |
| | **રૂવચ.** |
| ૧ રા. | જોશી માણેકલાલ અંબારામ |
| ૧ ,, | બલોચકોદર મસ્તઅલી |
| | **નેત્રાંમલી.** |
| ૧ રા. | જોશી બલદેવ મુળજી |
| | **ખેડ ચાંદરણી.** |
| ૨ રા. | વ્યાસ મહીધરલાલ આત્મારામ |
| | **ઈડર.** |
| ૧ રા. | રાવોલ જૂમખરામ હરીરામ |
| ૧ ,, | સોની ભાઇચંદ ગલાબચંદ |
| ૧ ,, | મણીલાલ પીતાંબર |
| | **ઈસરી.** |
| ૧ રા. | વલ્લભરામ માધવરામ દવે |
| | ઇસરીતલાટી |
| | **પૂનાસણ.** |
| ૧ રા. | જોશી કોદરલાલ નથુરામ |
| | **સરસાવ.** |
| ૧૦ રા. | પાધ્યા જગન્નાથ ભાઇશંકર |
| | **ધમીજ.** |
| ૧ રા. | મણીલાલ રેવાશંકર ત્રિવેદી |
| ૧ ,, | ચૂનીલાલ રેવાશંકર ,, |
| | **હીમતનગર.** |
| ૨ રા. | રેવચંદ ગીરધર શેઠ. |

| પ્રત. | નામ. |
|---|---|
| | **બેરણા.** |
| ૧ રા. | ઉપાધ્યા નર્મદાશંકર કેવળરામ |
| ૧ ,, | પાધ્યા શિવખરામ હરીશંકર |
| | **ઈસંડ.** |
| ૧ ,, | જોશી મયારામ જીવરામ |
| | **રણીયાર.** |
| ૧ રા. | તરવાડી ચૂનીલાલ દામોદર |
| ૧ ,, | પાટીદાર પરસોતમ નથુ |
| ૧ ,, | સાધુ માધવદાસ ગોપાલદાસ |
| ૧ ,, | પાટીદાર કડુજી તેજા |
| ૧ ,, | લવાર ઘેલા મુલજી |
| ૧ ,, | પાટીદાર મુલજી કુબેર |
| ૧ ,, | પાટીદાર રણછોડ દયાલજી |
| ૧ ,, | પાટીદાર જીવાભાઇ કલ્યાંણ |
| ૧ ,, | પાટીદાર રૂપાભાઇ વાલજી |
| ૧ ,, | પાટીદાર નાથાભાઇ વાલજી |
| ૧ ,, | પાટીદાર મુલજી ખાતુભાઇ |
| ૧ ,, | મીઠાભાઇ વશરામ |
| | **ઝાલોદ.** |
| ૧ રા. | દવેભાઇશંકર ભુરાભાઇ |
| ૧ ,, | દવે વૈજનાથ દલસુખ |
| ૧ ,, | સૂતાર જેઠારામ નારાયણ |
| ૧ ,, | દવે હરજીવન કાલુરામ |
| ૧ ,, | લુહાર ખાતુ ગોકળ |
| ૧ ,, | સૂતાર ઇશ્વર હરજીવન |
| ૧ ,, | લવાર ભગવાન વેલજી |
| ૧ ,, | ,, ચૂનીલાલ વાલા |
| ૧ ,, | ,, લાલા બાપુ |
| ૧ ,, | શા. ચૂનીલાલ રણછોડ મજમુદાર |
| ૧ ,, | લવાર કચરા મેઘજી |
| | **ઝાલોદનું મૂવાડું.** |
| ૧ રા. | પાટીદાર કાના મનજી |
| ૧ ,, | ,, રણછોડ પૂજા |
| ૧ ,, | ,, નાથુરામ વીઠ્ઠલ |
| ૧ ,, | ,, જેઠાલાલ દયાલજી |

| પ્રત. | નામ. |
|---|---|
| ૧ ,, | ,, ગીરધર કાનજી |
| ૧ ,, | ,, સખીદાસ મનજી |
| ૧ ,, | ,, પરસોતમ ભીખાભાઇ |
| ૧ ,, | ,, ગણેશ કાનજી |
| ૧ ,, | ,, હીરાલાલ વીઠ્ઠલ |
| ૧ ,, | સુતાર હરીદાસ વીરા |

**મુંબાઈ.**

| | |
|---|---|
| ૨ રા. | ઠાકર કરસનદાસ પૂંજાભાઇ |
| ૨ ,, | શા. અમરસંગ કપૂરચંદ |
| ૨ ,, | શા. મુનજી કરમસી |
| ૨ ,, | ફડકે શંકર વીષ્ણુ |
| ૧ ,, | વ્રજલાલ મગનલાલ |
| ૧ ,, | સુતાર રામનાથ સુખરામ |
| ૧ ,, | ,, ચેલારામ શીલરામ |
| ૧ ,, | ખોજા છગનલાલ મુલજી |
| ૧ ,, | શા. જેઠાલાલ હંસરાજ |
| ૧ ,, | ઠકર અરજણ માધવજી |
| ૧ ,, | ઠકર ધીરજી મુલજી |
| ૧ ,, | દેસાઇ કીકાભાઇ નીછાભાઇ |
| ૧ ,, | શેઠ ખીમજી દેવજી વાણીયા |
| ૧ ,, | શેઠ વાલજી નારણજી |
| ૧ ,, | ઠકર દયાળજી દામજી |

**રૂપાલ.**

| | |
|---|---|
| ૨ રા. | ત્રવાડી જગન્નાથ રામશંકર |
| ૧ ,, | ,, ભોળાનાથ હરીશંકર |
| ૧ ,, | વ્યાસ શીવશંકર લલ્લુરામ |

**પાલ.**

૧ રા. આચાર કેશવરામ મોતીરામ

**ચોઇલા.**

૧ રા. ભાવસાર છગલાલ લીલાચંદ

**મોડાસા.**

૧ રા. ભાવસાર સોમાલાલ પીતાંબર

**પૂંસરી.**

૧ રા. કોદરલાલ અમરચંદ સ્કુલ માસ્તર

| પ્રત. | નામ. |
|---|---|
| ૧ ,, | સોમેશ્વર કાસીરામ પહેલા આસી. માસ્તર |

**છાપરાં (પૂસરી પાસે)**

૧ રા. આંટીઆ હીરાજી લાખાજી

**રોહડા (મારવાડ)**

૧ રા. દવે પરસોતમ ગંગારામ

**બાંમણવા.**

૧ રા. પટેલ શીવરામ અમીચંદ

**ખેરવા.**

૧ રા. પંચોલી શીવશંકર દલસુખ

**કાંદાકરા.**

| | |
|---|---|
| ૩ રા. | શાહ ગણપત દેવસી |
| ૨ ,, | શાહ મૂળજી કરમસી |

**ખલસાડ.**

૨ રા. પટેલ સોમાજી રામજી

**તલેગાંવ.**

૨ રા. મારૂતી ગોવીંદ ભોરાડે

**જાદર.**

| | |
|---|---|
| ૧ રા. | સોની લાલચંદ મોતીચંદ |
| ૧ રા. | મેતા હીરાલાલ ત્રીભોવન પોલીસ ઓફીસના સીરસ્તેદાર |

**ગલોડા.**

| | |
|---|---|
| ૧ રા. | ઠાકર માધવરામ ગંગારામ |
| ૧ ,, | સોની નેમચંદ લખમીચંદ |

**વડાલી.**

| | |
|---|---|
| ૧ રા. | બારોટ શંકર મોકમજી |
| ૧ ,, | સોની દલુચંદ પાનાચંદ |
| ૧ ,, | સોની ચૂનીલાલ પાનાચંદ રેવન્યુ ઓફીસના કારકુન |

**સાબલવાડ**

૧ રા. પટેલ કરશન અમીચંદ

**પ્રાંતીજ**

૧ રા. સોની લીલાધર ગુલાબચંદ

**રણાસણ**

૧ રા. સોની વેણીચંદ ગોવીંદજી

**વીજાપૂર**

૧ રા. સોની લલ્લુ માણેકચંદ

| પ્રત. | નામ. |
|---|---|
| | **ખેડબ્રહ્મા.** |
| ૧ | રા. સોની હીરાચંદ ગલાબચંદ |
| | **એકલારા** |
| ૧ | સોનારણ બાઇ સંતોક |
| | **કાંકણોલ** |
| ૧ | રા. સોની. ચૂનીલાલ. તલકચંદ |
| | **ગોતાં** |
| ૧ | ,, ત્રવાડી શીવલાલ રેવાશંકર બાયક સાહેર કારકુન |
| | **દાવડ** |
| ૧ | રા. ઉપાધ્યા. ગવરીશંકર છગનલાલ મોજણીદાર |
| | **પોસીના** |
| ૧ | રા. પટેલ કાલીદાસ લાલજી |
| | **બગસરા** |
| ૧ | રા. શા. ફુલચંદ કપૂરચંદ |
| | **રાંદેર** |
| ૨ | રા. ભટ. પરમાનંદ મહાશંકર |
| | **હુડમતલા.** |
| ૧ | રા. માસ્તર લાલજી જાદવજી |
| | **ઉનાવા.** |
| ૧ | રા. દયાશંકર નથુરામ |
| | **મતવા ( જામનગર )** |
| ૧ | રા. વલ્લભદાસ. હરજીવન. |
| | **બોરીસણા** |
| ૧ | રા. પટેલ ધરમશી જેશીંગભાઇ |
| | **કાનપુર** |
| ૧ | રા. જોશી હરગોવન ભાઇશંકર |
| | **વડોદરા.** |
| ૫ | રા. શ્રીયુત. નારણજી છન્તુભાઇ દ્વિવેદી લેજીસ્લેટીવ કૌંસીલર વડોદરા. |
| | **પૂનાદરા** |
| ૫ | ,, નેક નામદાર શ્રીયુત દરબારશ્રી ઓફ પૂનાદરા |
| | **રાજકોટ** |
| ૫ | રા. મીસ્રી જીવાભાઇ મેડાજી |
| | **ખંભાલીયા.** |
| ૨ | રા. સ્વર્ગસ્થ ભટ વાલજી જીવરાજ |
| | **જામનગર** |
| ૧ | રા. મૂખીયાજી છગનલાલ ભગવાનજી |
| | **સૂરત** |
| ૧ | રા. શાસ્ત્રી ડાહ્યાભાઇ રામશંકર |
| | **સીહોર** |
| ૧ | રા. વ્યાસ બાલકૃષ્ણ હરજીવન |
| | **નાંદેલ** |
| ૧ | રા. દવે જગજીવન હરગોવન |
| ,, | દવે મણીલાલ અંબાશંકર |
| | **કાલવાંણી** |
| ૧ | રા. ઓઝા. હરીલાલ મોરારજી |
| | **કચ્છ વીસાણી** |
| ૧ | રા. સારસ્વત મોરારજી રામજી |
| | **કડોર** |
| ૧ | રા. શેઠ ચૂનીલાલ દામોદરલાલ |
| | **દામણ** |
| ૧ | રા. સાળવી. વીઠ્ઠલ ભાણા |
| | **દેણું** |
| ૧ | રા. સાળવી ગોવીંદ માધવજી |
| | **મૂલાસણ** |
| | રા. જાની માધવજી ખૂશાલરામ |
| | **અમદાવાદ** |
| ૧ | રા. બૂકસેલર હરગોવન હરજીવનદાસ. |

# પુસ્તક મળવાનાં ઠેકાણાં

**મુંબાઈ.**

વ્યાસ ગજાશંકર લીલાધર પ્રસિદ્ધ કર્તા

ઠે૦ બાબુલનાથના મહાદેવમાં ચોપાટી બંદર

વ્યાસ વીરજી જાદવજી પ્રસિદ્ધ કર્તા

ઠે૦ ગીરગાંવ રોડ

વ્યાસ દેવશંકર ભારપારામ.

ઠે૦ કાલબાદેવીના રસ્તાઉપર રામવાડીમાં

**ચીત્રોડ.**

મહારાજ માણેશ્વરજી પાસેથી

**મુંબાઈ.**

ભટ આશાશંકર ગણપતરામ.

ઠે. ભુલેશ્વર મહાદેવના સામે.

ફુલગલીમાં ગોવીંદ ખત્રીના ચાલીમાં